મુખ્ય કાર્યાલય અને પ્રાપ્તિસ્થાન :
**શેઠશ્રી લખમશી ગેલાભાઇની કું.**
૬૦ ચીંચબંદર રોડ, મુંબઇ-૪૦૦,૦૦૯

અન્ય પ્રાપ્તિસ્થાનો :
**પ્રેમ રત્ન ટેલર્સ**
નેતાજી સુભાષ રોડ, કોઠારી ભુવન, મુલુંડ વેસ્ટ મુંબઇ-૮૦

**પારસ લાયબ્રેરી**
ગોખલે રોડ, (નોર્થ) દાદર મુંબઇ-૨૮ (DD.)

કચ્છમાં પ્રાપ્તિસ્થાન અને પત્ર-વ્યવહાર :
**વિજય મિનર્સ**
ડો. નોશીર દસ્તુર માર્ગ, એસ. ટી. રોડ, **માંડવી-કચ્છ**

**વસંત સ્ટોર્સ**
જી. ટી. રોડ, **માંડવી-કચ્છ**

કિંમત ૩-૦૦ [ પોસ્ટેજ અલગ ]
દ્વિતીયાવૃત્તિ નકલ ૨૦૦૦ વીર સં. ૨૫૦૨ વિ. સં. ૨૦૩૨

આ પુસ્તકની કોઇએ આશાતના કરવી નહીં. વાંચન કર્યા બાદ જ્ઞાનભંડાર કે લાયબ્રેરીમાં ભેટ આપી દેવું.

પૂજ્યોને તથા જ્ઞાનભંડારોને આ પુસ્તક પોસ્ટેજ મોકલવાથી મુખ્ય પ્રાપ્તિસ્થાનેથી ભેટ મળી શકશે.

મુદ્રક: **કાંતિલાલ ડી. શાહ**
ભરત પ્રિન્ટરી,
દાણાપીઠ પાછળ-**પાલીતાણા** [ગુ.]



તીર્થપ્રભાવક, મરૂધરદેશોદ્ધારક અચલગચ્છાધિપતિ
પરમપૂજ્ય આચાર્યદેવ શ્રી ગુણસાગરસૂરીશ્વરજી
મહારાજ સાહેબ.

# સર્જનની સુવાસ

## [ સંપાદકીય ]

પરમ ઉપકારી પૂજ્ય જ્ઞાની ભગવંતો ઘણું મનનીય સાહિત્ય સર્જી ગયા છે. તે એટલા જ માટે કે ભાવિની પેઢી એમાંથી કાંઇ ને કાંઇ હિત-ઉપદેશ ગ્રહણ કરતી રહે.

આજના કહેવાતા વૈજ્ઞાનિક યુગમાં મોટા ભાગના માનવોની અધ્યાત્મમાર્ગ તરફ પ્રાયઃ અશ્રદ્ધા વધતી રહી છે. કહેવત છે ને કે "આ ભવ મીઠો પરભવ કોણે દીઠો" એ ઉક્તિ અનુસાર પરભવની ચિંતા જ જાણે વિદાય લઈ રહી છે. જેને ઉચ્ચમાર્ગે પ્રયાણ કરવું હોય તેને જ પરભવની ચિંતા હોય ને ?...પણ...પણ જેને વિલાસમય અને પાપમય જીવન જીવવું છે ! એવા વર્ગને પરભવ ક્યાંથી યાદ આવે ? બસ...આ વિચારોના વમળમાં જ આ પુસ્તકનું સર્જન થયું છે !

આરંભમાં મેં પ્રથમથીજ વાત કરી કે "પૂજ્ય જ્ઞાની ભગવંતો ઘણું મનનીય સાહિત્ય સર્જી ગયા છે." જેથી આ ગ્રંથમાં સંગ્રહીત સાહિત્ય મારૂં નથી પણ...વીતરાગ પ્રભુ દ્વારા પ્રરૂપિત છે. મેં તો સાદીભાષામાં આપ સમક્ષ રજુ કરેલ છે. એ આપણુ બધાને સત્ય રીતે આચરણીય જ છે. કારણ કે 'આચરણ વિનાનું જ્ઞાન એ તો ફક્ત બોજારૂપ છે... નિષ્ફળ છે. 'नाणस्स भागी न हु सुग्गईए (ઉપદેશમાળા)

વિદ્યાપીઠના વિદ્યાર્થીજીવન દરમ્યાન સ્વાધ્યાય માટે મારી નોંધ-પોથીમાં કરેલ કેટલાક લેખોનો સંગ્રહ દીક્ષા સ્વીકાર્યા બાદના પ્રથમ વરસેજ નોંધપોથીમાં કરેલ. પૂજ્ય વયોવૃદ્ધ સ્થવીર મુનિરાજ શ્રી કીર્તિ-

સાગરજી મ. સાહેબ સાથે બાડામાં સંવત ૨૦૨૮–૨૯ માં થયેલ ચાતુર્માસ દરમ્યાન એમના આગ્રહથી ઉપરોક્ત લેખોમાં યોગ્ય–સુધારા વધારા કરી "પરભવનું ભાતું" નાં નામે આ પુસ્તક છપાયેલ. પ્રથમાવૃત્તિ પ્રકાશિત થયા બાદ અલ્પ સમયમાંજ બધી નકલો ખલાસ થઇ જવા પામેલ. બાદ આ પુસ્તકની સતત માંગ ચાલુ રહેલ. જેથી આ દ્વિતીયાવૃત્તિ યોગ્ય સુધારા–વધારા સાથે બહાર પાડવી પડેલ છે.

આ આવૃતિમાં 'જીવનમણિ સદ્વાંચનમાળા' દ્વારા પ્રકાશિત 'પ્રભાતનાં પુષ્પો' માંથી કેટલાક લેખો સાભાર ઉધ્ધૃત કરેલ છે. જે નિત્ય મનન કરવા યોગ્ય છે. આ પ્રકાશનમાં પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સાહેબ દ્વારા નિર્મિત કેટલીક નૂતન કૃતિઓનો સમાવેશ કરવામાં આવેલ છે. 'અનિત્ય ભાવનાનું બળ' આ બાળકોનો ધાર્મિક સંવાદ આ પ્રકાશનમાં લીધેલ નથી. કારણ કે આ સંવાદ સાથે વાતાવરણની અસર નામનો બાળઓનો સંવાદ અલગ પુસ્તિકા રૂપે પ્રકાશિત કરવા ધારણા છે.

આ પુસ્તકમાં પ્રકાશિત લેખોનાં વાંચન–મનન દ્વારા વૈરાગ્ય ભાવ જાગૃત બને છે. પરિણામે ભૌતિક સુખો વિરસ લાગે છે. અનાદિ કાળથી સંસાર અટન કરતાં અજ્ઞાની એવા આપણને વિષયો અને કષાયો મીઠા લાગ્યા છે. આ દેવદુર્લભ માનવજીવન દ્વારા વૈરાગ્ય ભાવને જાગૃત કરી વિષય–કષાયોથી વિરામ પામી ભૌતિક સુખોને વિરસ માની સાચા આત્મિક સુખનો આસ્વાદ લેવા જેવો છે.

મારો આ નાનકડો પ્રયત્ન છેવટે કોઈ એકાદ વ્યક્તિનાં જીવનમાં ઉપયોગી થશે તો એ લાભનો હું પણ ભાગીદાર બનીશ એ નિઃશંક છે.

આ પ્રકાશનમાં અનેક મહાનુભાવોનો યોગ્ય સાથ સહકાર સાંપડેલ છે જે બદલ બધાયનો સંયુક્ત આભાર માનું છું.

અંતમાં વીતરાગ ભગવંતોના વચન-વિરુદ્ધ જો કાંઈ અજાણતાએ લખાયું હોય તો વાચકવર્ગ એ વાતની મને નિઃશંક જાણ કરે એવી આશા રાખું છું.

બધાય પરભવના સુખ માટે ભાતું બાંધવા સજ્જ રહે અને ઉત્તરોત્તર આત્મવિકાસ દ્વારા મોક્ષમંદિરમાં સ્થાન પામે એ જ શુભેચ્છા.

ડુંગરપુર (રાજ)<br>
સં. ૨૦૩૧-૩૨<br>
કાર્તિકી પુનમ<br>
તા. ૧૮-૧૧-૭૫

જિનશાસનપદ્મ ભ્રમરાયમાન<br>
મુનિ કલાપ્રભસાગર.



# પ્રકાશકીય નિવેદન

**णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ।**

જૈન સંસ્કૃતિ ભારતની એક મહાન સંસ્કૃતિ છે, તેનું સાહિત્ય પણ તેટલું જ અગાધ અને વિશાળ છે. સંસ્કૃત-પ્રાકૃત વિગેરે ભાષાઓમાં જૈન મુનિઓએ જે વિરાટ સાહિત્યનું સર્જન કરેલ છે, તેને દેખીને પાશ્ચાત્યો પણ આશ્ચર્યચકિત બન્યા છે.

આજે અશ્લીલ સાહિત્ય દિન-પ્રતિદિન વધારેમાં વધારે પ્રકાશિત થતું જાય છે. આ સાહિત્યની અસર હેઠળ યુવાનવર્ગનું માનસ વધારે મલીન બનતું જાય છે. આવા સમયે સંસ્કારી સાહિત્યનો વધારે પ્રચાર થાય તે ઈચ્છનીય છે.

પરમાત્મા શ્રી મહાવીરદેવની પચીસમોમી નિર્વાણ સંવત્સરી પ્રસંગે પરમાત્મા શ્રી મહાવીર દેવ જીવન સૌરભ-પરમાત્મા શ્રી મહાવીર દેવ સ્મૃતિ ગ્રંથ પ્રકાશિત કર્યા બાદ 'પરભવનું ભાતું'ની દ્વિતીયાવૃત્તિ આપ સમક્ષ રજુ કરી રહ્યા છીએ. આ પુસ્તક શ્રી બાડા જૈન સંઘના સહયોગથી પ્રથમાવૃત્તિરૂપે છપાયેલ જેની અલ્પ સમયમાં બધી નકલો ખલાસ થઈ જતાં તેમજ આ પુસ્તકની સતત માંગ ચાલુ રહેતાં દ્વિતીયાવૃત્તિ પ્રકાશિત કરતાં અમો આનંદ અનુભવીએ છીએ.

ક્રિયોદ્ધારક પૂજ્ય યુગપ્રધધાન દાદા ગુરુદેવ શ્રી આર્યરક્ષિતસૂરીશ્વરજી મ. અનેક લક્ષક્ષત્રિય પ્રતિબોધક પૂ દાદા શ્રી જયસિંહસૂરીશ્વરજી મ. કવિચક્રવર્તિ પૂ. આ. શ્રી જયશેખરસૂરીશ્વરજી મ. પૂ. યુગપ્રધાન દાદા શ્રી કલ્યાણસાગરસૂરીશ્વરજી મ. આ પૂજ્યોનાં સંક્ષિપ્ત નામોથી સંકલિત..."**યુગપ્રધાન દાદા શ્રી આર્ય-જય-કલ્યાણ પ્રકાશન**" ગ્રંથમાળા હેઠળ આ ત્રીજું પ્રકાશન છે.

આર્યસંસ્કૃતિ પોષક ધાર્મિક-સાત્વિક સાહિત્ય પ્રકાશિત કરવાનો અમારો મુખ્ય ઉદ્દેશ છે. વીતરાગ સર્વજ્ઞ ભગવંતો દ્વારા પ્રરૂપિત તત્ત્વજ્ઞાન આ વિશ્વનું રક્ષણ કરવા સમર્થ છે. બારવ્રતો ચૌદ નિયમો

નિયમાવલિ બે સંવાદો આ ચાર નિબંધો અલગ પુસ્તિકા રૂપે પ્રકાશિત કરવાની અમારી ધારણા છે. પૂજ્યોને તથા જૈન જ્ઞાન-ભંડારો લાયબ્રેરીઓને પુસ્તકો ભેટ અપાયેલ છે.

જેમ જેમ અમોને સહકાર મળતો જશે તેમ તેમ અમો પ્રાચીન-અર્વાચીન વધારે સાહિત્ય પ્રકાશિત કરવા આશાસ્પદ છીએ.

પરમાત્મા શ્રી મહાવીરદેવ સ્મૃતિ ગ્રંથ માટે વાચકો તરફથી સુંદર અભિપ્રાયો આવેલ છે. જેમાંથી કેટલાક અભિપ્રાયો આ પુસ્તકમાં છપાયેલ છે. પૂ. યુગપ્રધાન દાદા શ્રી આર્યરક્ષિતસૂરીશ્વરજી મ. નો સુંદર પ્રતિક આ પુસ્તકમાં દોરેલ છે.

આ પ્રકાશનમાં એક હજાર નકલોનો ખર્ચ શ્રીમતિ સાકરબાઈ રેગિડી ટ્રસ્ટ હ. શેઠ શ્રી પ્રેમજીભાઈ મેઘાભાઈ દુર્ગાપુરવાળા તરફથી મળેલ છે. તેમજ અચલગચ્છાધિપતિ પરમ પૂજ્ય આચાર્ય દેવ શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સાહેબના આજ્ઞાવર્તિની પૂજ્ય સાધ્વીજી મ. સાહેબોની પ્રેરણાથી દાનવીરો તરફથી છૂટક રકમો મળેલ છે. જેની નોંધ આ સાથે આપેલ છે. પૂજ્ય વિદૂષી સાધ્વીજી શ્રી મુક્તિશ્રીજી મ. તથા તેમના પ્રશિષ્યા પૂ. સા. શ્રી જયલક્ષ્મીશ્રીજીએ છાપકામ અંગે યોગ્ય સૂચનો કર્યા છે. પંડિત શ્રી કપુરચંદભાઈએ પ્રુફ સંશોધન કરી આપેલ છે. તેમજ **ભરત પ્રીન્ટરી પાલીતાણાએ** સ્વચ્છ છપાઈ કામ કરી આપેલ છે. આ પ્રકાશનમાં આર્ય તત્ત્વ દર્શન મિત્રમંડળ મુંબઈના કાર્યકરોએ સહકાર દાખવેલ છે. આ બધાયનો સંયુક્ત આભાર માની પુનઃ એવા સહકારની અપેક્ષા સહ આ નિવેદન પૂર્ણ કરીએ છીએ. લિ૦

**યુગપ્રધાન દાદા શ્રી આર્યજય કલ્યાણ પ્રકાશન**

વ્યવસ્થાપકો,

**વીરાનજી લખમશી મુંબઈ** **રતનશી રોકરશી મુંબઈ**
**માવજી ધનજી ,, કુલીનકાંત બી. શાહ માંડવી કચ્છ**

# દુર્ગાપુરમાં ભવ્ય યશસ્વી ચાતુર્માસ

શ્રી દુર્ગાપુર જૈન સંઘની અતિ આગ્રહભરી વિનંતિને માન આપી તેમજ અચલગચ્છાધિપતિ–પરમત્યાગી–પરમતપસ્વી–પરમ પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સાહેબની આજ્ઞાથી પ. પૂ. વયોવૃદ્ધ સ્થવીર મુનિરાજ શ્રી કીર્તિસાગરજી મ. પૂ. મુનિ શ્રી કલાપ્રભસાગરજી મ. પૂ. મુનિ શ્રી કવીન્દ્રસાગરજી મ. પૂ. બાલ મુનિ શ્રી વીરભદ્રસાગરજી મ. આદિ ઠાણા ૪ સં. ૨૦૩૧ આષાઢ સુદી ૪ શનીવારનાં ચાતુર્માસાર્થે અત્રેની જૈન બોર્ડીંગમાં સાંજે ૫ વાગે પધાર્યા.

**ચાતુર્માસ પ્રવેશ**—આષાઢ સુદ ૫ રવિવારનાં સવારે વાજતે ગાજતે પૂ મુનિશ્રીઓનો સસ્વાગત ચાતુર્માસાર્થે ગામ પ્રવેશ થયેલ. પ્રવેશ વખતે પૂજ્ય મુનિશ્રી કલાપ્રભસાગરજીએ ભવ્ય પ્રવચન આપેલ. તે દિવસે ગામમાં ૬૨ આયંબીલો હતા. શેઠ શ્રી વેરશીભાઈ જેવત તરફથી પ્રભાવના તથા આયંબીલો કરાવવામાં આવેલ. ચાતુર્માસ પ્રવેશ બાદ અત્રે ધાર્મિક વાતાવરણમાં વૃદ્ધિ થવા લાગી. પૂજ્ય મુનિ શ્રી કલાપ્રભસાગરજી મ. આ ગામના હોઈ ચાતુર્માસ કરાવવાની ભાવના સફળ થયેલ હોઈ વાતાવરણ આહ્લાદક બનેલ. આષાઢ સુદ ૬ થી આષાઢ સુદ ૧૫ સુધી પૂજ્ય મુનિ કલાપ્રભસાગરજીએ ધર્મબોધક મૌખિક પ્રવચનો આપેલ. ચોમાસી છઠ્ઠ તપમાં ઘણાં ભાવુકો જોડાયેલ હતા. વ્યાખ્યાનઃ આષાઢ વદ ૨ થી પૂ. મુનિશ્રી કલાપ્રભસાગરજીએ ભ. શ્રી મહાવીરદેવના હસ્તદીક્ષિત શિષ્ય પૂ. ધર્મદાસગણી દ્વારા વિરચિત શ્રી 'ઉપદેશમાળા' ગ્રંથ પર પ્રવચનો આપવા શરૂ કરેલ. તે દિવસે ૬૦ આયંબીલો હતા. વદ ૫ થી પૂ. મુનિ કવીન્દ્રસાગરજીએ ધન્ય ચરિત્ર કથાનક શરૂ કરેલ. રત્નત્રય તપમાં

૨૫ ભાવુકો જોડાયેલા. બાદ ૯ દિવસનાં નવકાર મહામંત્ર તપમાં ૪૫ આરાધકો હતા. તપસ્વીઓની ભક્તિ વિવિધ ઘરે થયેલ. આ તપ દરમ્યાન પૂ. મુનિ શ્રી કલાપ્રભસાગરજીએ નવકાર મંત્ર પર હૃદયસ્પર્શી પ્રવચનો આપેલ.

**તપશ્ચર્યા**—ત્યાર બાદ કર્મસૂદન તપમાં ૪૦ જેટલા આરાધકો હતા. તપસ્વીઓની ભક્તિ વિવિધ ઘરોમાં થયેલ. બાદ અક્ષયનિધિ-સમવસરણ તપ થયેલ. આ તપની તથા પર્યુષણ પર્વ દરમ્યાન વયોવૃદ્ધ બહિનો કે જેઓ ઘરમાં એકજ હોય તેઓને એકાસણું કરાવવાનો લાભ તથા સ્થાનિકમાં જેમના ઘરો બંધ હોય તેવા પર્યુષણ પર્વની આરાધનાર્થે મુંબઇથી પધારેલા સાધર્મિકોની ભક્તિનો લાભ તથા પૂજ્યોનાં દર્શનાર્થે આવનાર શ્રી સંઘો તેમજ સાધર્મિક બંધુઓની ભક્તિનો લાભ તથા પર્યુષણપર્વ બાદ શાસનદેવી અચલગચ્છાધિષ્ઠાયિકા શ્રી મહાકાલીદેવી પૂજિત શ્રી સુમતિનાથ ભગવાનના અઠ્ઠમ તપની આરાધનામાં ૨૫ આરાધકો હતા તેઓનો પૂર્વ-ઉત્તર પારણા કરાવવાનો લાભ તથા દીપાવલિ પ્રસંગે ૭ એકાસણા ઉપર ૭૬ તપ કરનારા તપસ્વીઓને એકાસણા તથા પારણું કરાવવાનો સંપૂર્ણ લાભ શેઠ શ્રી લખમશી ગેલાભાઇ તરફથી લેવાયેલ.

**પર્યુષણપર્વ**—પર્યુષણપર્વમા ઉલ્લાસ અપૂર્વ હતો. ખાસ આરાધનાર્થે ભાવુકો મુંબઇથી પધારેલા. અઠ્ઠાઇના તપસ્વીઓ ૧૩ હતા તથા છૂટક તપસ્વીઓ ૪૫ થી અધિક હતા. પર્યુષણ પર્વમાં બે વખત શ્રી સંઘપૂજનો થયા હતા. સારી એવી પ્રભાવનાઓ અપાયેલ. બે વખત ગરીબોમાં મીઠાઇ અપાયેલ હતી. વિદ્યાપકને ફાળો તથા જીવદયાનું ફંડ ખૂબજ સારું થયેલ. યુવકોએ રાત્રી જાગરણમાં નાસ્તાનો ત્યાગ કરેલ.

卐

# ભ. શ્રી મહાવીરદેવ અંગે જાહેર વક્તૃત્વ-નિબંધ લેખન સ્પર્ધા-ઇનામ વિતરણ.

---

ભાદરવા સુદ ૭ ના શેઠ શ્રી વીશનજી લખમશીભાઇના સૌજન્યથી જૈન બોર્ડીંગના વિશાળ હોલમાં પરમાત્મા શ્રી મહાવીરદેવની ૨૫ મી નિર્વાણ શતાબ્દિના ઉપલક્ષમાં પૂ. મુનિશ્રીઓની નિશ્રામાં બોર્ડીંગના છાત્રો માટે શ્રી મહાવીરદેવ અંગે વકતૃત્વ સ્પર્ધા યોજાયેલ. નિબંધ લેખન સ્પર્ધા પણ થયેલ. આ પ્રસંગે ઇલાબેન કે. શાહ વગેરેએ સાંસ્કૃતિક ધાર્મિક પ્રોગ્રામ રજુ કરેલ. શેઠ શ્રી વીશનજીભાઈ શેઠ શ્રી ખીમજીભાઇ તરફથી ઇનામો અપાયેલ. આ પ્રસંગે પર્યુષણપર્વમાં લાભ લેવા બદલ શેઠ શ્રી વીશનજીભાઈનું જાહેર સન્માન કરવામાં આવેલ. આ પ્રસંગે પૂ. મુનિશ્રી કલાપ્રભસાગરજી મ. એ બંધન અને મુક્તિ પર જાહેર પ્રવચન આપેલ.

**નવપદજીની આરાધના—**

નવપદજીની આસો માસની ઓળીમાં ખૂબજ સારી સંખ્યામાં આરાધકો હતા. દરમ્યાન પૂ. બાલ મુનિ શ્રી વીરભદ્રસાગરજી મ. શ્રીપાલચરિત્રનું વાંચન સુંદર રીતે કરતા. પૂ. મુનિ શ્રી કલાપ્રભસાગરજીએ શ્રીપાલ ચરિત્રમાં આવતા સંસ્કૃતિબોધક પ્રસંગો પર તથા નવપદજી પર હૃદયસ્પર્શી વિવેચન કરેલ. જેથી શ્રોતાઓનાં હૃદયમાં અભિનવ ધર્મોર્મિઓ ઉછળતી.

**બાળકોને ધાર્મિક શિક્ષણ પ્રદાન—**

પૂજ્યોનાં ચાતુર્માસ પ્રવેશ બાદ એમનાં પ્રયત્નોથી શ્રી જૈન સંઘ તરફથી જાહેરાત થયેલ કે ચાતુર્માસ દરમ્યાન ધર્મનું વિશેષ

શીખનારને રૂા. ૧૦૦ સુધીનાં વિશિષ્ટ ઇનામો અપાશે. દર રવિવારનાં બપોરે રા થી ૪ વાગ્યા સુધી જૈન બોર્ડીંગના છાત્રો તથા ગામના બાળકો સહિત ૪૫ છોકરાઓને પૂ. મુનિ શ્રી કલાપ્રભસાગરજી ધાર્મિક શિક્ષણ આપતા. તેમજ ધાર્મિક પાઠશાળામાં સારી સંખ્યામાં બાલક-બાલિકાઓ અધ્યયન કરતા. આ બાળકોને ફળાદિની પ્રભાવનાઓ અપાતી.

## રવિવારનાં જાહેર પ્રવચન શ્રેણી—

દર રવિવારનાં "જૈન રામયણ અને સંસ્કૃતિનો આદર્શ" એ વિષય પર પૂજ્ય કલાપ્રભસાગરજી મ. આકર્ષક જાહેર પ્રવચનો આપતા. જેનો જૈન-જૈનેતરો ખૂબજ સારો લાભ લેતા.

## ધાર્મિક પરીક્ષા—

પૂજ્ય મુનિ શ્રી પાસે દર રવિવારનાં ધાર્મિક શિક્ષણ લેતા બાળકો તથા માતુશ્રી મેઘબાઇ વેલાભાઇ પુનશી તરફથી ચાલતી ધાર્મિક પાઠશાળામાં અભ્યાસ કરતા બાળકો તથા બાલિકાઓની પરીક્ષા સ્થાનીક કાર્યકરોની હાજરીમાં તા. ૨૪/૨૫-૧૦-૭૫નાં રોજે લીધેલ.

દીવાળીનું વેકેશન પડતું હોવાથી બોર્ડીંગનાં છાત્રોને શેઠ શ્રી કે. પી. શાહ તરફથી ઇનામ અપાયેલ.

## ધાર્મિક પરીક્ષાનું પરિણામ-ઈનામોનો જાહેર સમારંભ સૌભાગ્ય જ્ઞાનપંચમીની ભવ્ય આરાધના—

સૌભાગ્ય જ્ઞાનપંચમીનાં પૂ. મુનિ શ્રી કલાપ્રભસાગરજીએ સમ્યગ્જ્ઞાન અને આજની તિથિનો મહિમા સમજાવેલ. બાદ અહીંની બાળાઓ દ્વારા તૈયાર કરાયેલ જ્ઞાન શણગાર મંદિરનું ઉદ્‌ઘાટન કરાવવાનો લાભ ૭૦૧ એકાસણા તપની બોલી બોલવા દ્વારા શ્રીમતિ સાકરબેન ફફુભાઇએ લીધેલ. આ શણગાર મંદિરમાં જ્ઞાનની પ્રતોની રચના કરવામાં આવેલ. ભગવાન શ્રી મહાવીરદેવના જીવન ચરિત્રને

લગતા હસ્તચિત્રિત ભવ્ય ચિત્રો તથા હસ્તપ્રતોનાં ફોટાઓ વિગેરે દર્શનાર્થે રાખવામાં આવેલ.

તેજ દિવસે બપોરનાં શેઠ શ્રી હીરજી ભોજરાજ એન્ડ સન્સ જૈન બોર્ડીંગમાં પૂ. મુનિરાજ શ્રી કીર્તિસાગરજી મ. ની નિશ્રામાં ધાર્મિક પરીક્ષાના પરિણામ પ્રદાન અને ઈનામ વિતરણનો જાહેર સમારંભ યોજવામાં આવેલ. આ પ્રસંગે ગામના અગ્રણી કાર્યકરો તથા જૈનેતરો વિશાળ સંખ્યામાં હાજર રહેલ. શરૂમાં પૂ. મુનિશ્રીએ માંગલિક કરેલ. બાદ ગામના કાર્યકર શ્રી કલ્યાણજી આસુભાઈએ આજના સમારંભના પ્રમુખ તરીકે શ્રી વેરશીભાઈ જેવતને જાહેર કરેલ જેને શ્રી પ્રેમજીભાઈ લાલજીએ ટેકો આપેલ. બાદ પૂજ્ય મુનિ શ્રી કલાપ્રભસાગરજીએ સમ્યગ્જ્ઞાન-ધાર્મિક શિક્ષણની અગત્યતા તથા આજના સમારંભની મહત્તા પર ભવ્ય પ્રવચન આપેલ. બાદ અચલ-ગચ્છાધિરાજ પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સાહેબના બીદડાથી આજના સમારંભ માટે આવેલા શુભેચ્છા સંદેશાનું વાંચન કરવામાં આવેલ. બાદ આજના સમારંભના સંચાલક શ્રી કુલીનકાંત બી. શાહે આજના પોગ્રામનો ખ્યાલ આપવા સાથે પૂ. મુનિશ્રીઓના ગામમાં પધરામણીથી ગામમાં વિસ્તરેલ ધાર્મિક વાતાવરણનો ખ્યાલ આપ્યો હતો.

**ધાર્મિક નાટિકા—**

ત્યારબાદ જૈન બાળકો તથા બાળાઓએ અનુક્રમે પૂ૦ મુનિ શ્રી કલાપ્રભસાગરજી મ. દ્વારા સંકલિત 'અનિત્ય ભાવનાનું બળ' અને વાતાવરણની અસર નામના બે ધાર્મિક સંવાદો (નાટિકાઓ) રજુ કરેલ. બાદ પૂ. મુનિશ્રીઓ જેમની પાસે અધ્યયન કરતા તે પંડિતજી શ્રી રામાવધ પાંડેય તથા ધાર્મિક પાઠશાળાનાં બેન શ્રીમતિ લક્ષ્મીબેન જે. શાહને સન્માન સહ પારિતોષિક અપાયેલ તથા પૂ. મુનિશ્રીએ જેઓની તા. ૨૪/૨૫-૧૦-૭૫ પરીક્ષા લીધેલ તેઓમાંથી

પ્રથમ પાંચ નંબરે આવનારાઓને વિશિષ્ટ ઇનામો અને પાસ થયેલાઓને પણ ઇનામો અપાયેલ ધાર્મિક પરીક્ષામાં ૫૧ જણાં બેઠેલા તે બધાને યોગ્ય ઇનામો અપાયેલ.

કાર્તિકી પુનમની આરાધનાર્થે છઠ્ઠતપનાં આરાધકો સારી સંખ્યામાં હતા. કાર્તિકી પુનમના મહિમા પર પૂ. મુનિશ્રીએ પ્રવચન આપેલું. બાદ પરમશ્રદ્ધાળુ શ્રાવક શ્રી ભવાનજી લખમશી [ કે જેઓ ચાતુર્માસનાં ૪ માસ દરમ્યાન અઠ્ઠમનાં પારણે અઠ્ઠમ કરતા] તરફથી શ્રી સંઘપૂજન થયેલ. બાદ ચૈત્ય પરિપાટી નીકળેલ. પછી શત્રુંજય તીર્થપટ્ટની આગળ સર્વે જણાએ ૧૦૮ ખમાસમણાં આપવાપૂર્વક આરાધના કરેલ.

### ચાતુર્માસ પરિવર્તન. વસમી વિદાય—

કારતક વદ ૧ નાં સવારનાં ૭-૧૫ વાગે પૂજ્ય મુનિશ્રીઓ શેઠ શ્રી વેરશીભાઈ જેવતના ઘરે ચાતુર્માસ પરિવર્તનાર્થે સસ્વાગત પધાર્યા. જ્યાં માંગલિક શ્રવણ બાદ શ્રી વેરશીભાઈએ સપરિવાર ગુરુ-પૂજન કરેલ. (શ્રી ભવાનજી લખમશીનાં ઘરે પગલા કર્યા એમણે પણ સપરિવાર ગુરુપૂજન કરેલ.) ત્યાથી ૯-૧૫ વાગે સવારનાં પૂજ્યોએ કોડાય પ્રતિ વિહાર કર્યો. પૂજ્ય મુનિશ્રી કલાપ્રભસાગરજીએ વિદાય વેળાએ દેશના આપતાં જણાવેલ કે ચાર માસ પહેલા ચાતુ-ર્માસ પ્રવેશ થયેલ ત્યારે જણાવેલ કે ચોમાસું તો પૂર્ણ થઈ જશે. તે રીતે આજે વિદાયનો દિવસ આવી ગયો. આજનો દિવસ સૂચવે છે કે આ દેહમાંથી એક દિવસ આપણે પણ વિદાય લેવાની છે. એ માટે સમ્યગ્દર્શનને દૃઢ કરવા દ્વારા નિર્વાણની પરાકાષ્ટાએ પહોંચવા પ્રયત્નો કરવાનાં છે. દુર્લભ માનવજીવનની એકેકી લાખેણી પળ સાર્થક ત્યારેજ થશે...કે જ્યારે આપણું સમ્યગ્દર્શન દૃઢ થશે, સાચી દૃષ્ટિ મળી તો અનાદિકાલીન વિષયોનાં આવેગ તુરત જ શમી જશે."

શ્રી સંઘે પૂજ્યોને અશ્રુભીની વસમી વિદાય આપી. પૂજ્યોની સાથે ૫૦ ભાવુકો ચૈત્ય પરિપાટી રૂપે રાયણ પધારેલ. ત્યાંથી પૂજ્યોએ કોડાય-બીદડા પ્રતિ તે જ દિવસે વિહાર કરેલ.

**શત્રુંજયાદિ તીર્થયાત્રાની સંક્ષિપ્ત યાદી—**

પૂજ્યોની પ્રેરણાથી સંવત ૨૦૩૨ કા. વ. ૧૧ તારીખ ૨૮-૧૧-૭૫ ના કચ્છ દુર્ગાપુરથી શત્રુંજયાદિ તીર્થોની યાત્રાર્થે બસો મારફત શેઠ શ્રી લખમશી ગેલાભાઇ તરફથી યાત્રાસંઘ નીકળેલ. આ પ્રસંગે અચલગચ્છાધિપતિ પરમ પૂ. આ. ભ. શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સાહેબ આદિ ઠાણા ૧૦ પધારેલ. પૂ. આચાર્ય શ્રી પાસેથી આશીર્વાદ લઇ-માંગલિક શ્રવણ કરી સવારનાં ૬-૩૦ વાગે શ્રી સંઘે પ્રયાણ કરેલ. ભદ્રેશ્વરમાં દર્શન કર્યા બાદ શ્રી સંઘે ત્યાં નવકારશી કરેલ. ફરી ૯-૧૫ વાગે પ્રયાણ થયેલ તે બપોરનાં ૧ વાગે યાત્રા સંઘ મોરબી પહોંચ્યો. ત્યાં ધર્મનાથ ભગવાનનાં દર્શન કર્યા. ત્યાં ભોજન લીધા બાદ ત્યાંથી ૩ વાગે પ્રયાણ કરેલ. તે ૪-૪૫ વાગે રાજકોટ પહોંચ્યા બાદ ૫-૧૦ વાગે ચા-નાસ્તો લીધા બાદ ચૌવિહાર થયેલ. રાતનાં ૧૦ વાગે પાલીતાણા પહોંચ્યા.

**કા. વ. ૧૨**

શ્રી શત્રુંજયની ઉલ્લાસપૂર્વક યાત્રા કરી. તથા પાલીતાણામાં રહેલ જિનમંદિરાદિનાં દર્શન કર્યાં.

**કા. વ. ૧૩** નાં શત્રુંજય ઉમ કદંબગિરિ તીર્થે આવ્યા. ત્યાં નવકારશી કર્યા બાદ ડુંગર ચઢયા. દર્શન-પૂજન કર્યા બાદ ભોજન લીધેલ. બપોરનાં ૧-૪૫ વાગે પ્રયાણ કરેલ તે ૪ વાગે બપોરનાં મહુવા પહોંચ્યા. શ્રી મહુવા જૈન સંઘે વાજતે ગાજતે ભવ્ય સામૈયું કરેલ. મહુવા સંઘે ખૂબજ સુંદર ભક્તિ કરી. પછી 'મણી ભુવન' વાડીમાં સંઘપતિને શ્રી સંઘે ફુલહાર કરેલ. ત્યાં ભ. મહાવીરદેવની

ભવ્ય મૂર્તિનાં દર્શન કર્યા. અન્ય જિનમંદિરોનાં પણ દર્શન કર્યા. ત્યાંથી રાત્રે ૮-૫૦ વાગે પ્રયાણ થયેલ તે રાત્રે ૧૦ વાગે દાઠા પહોંચ્યા. દર્શન કર્યા બાદ રાતનાં જ પ્રયાણ કરી ૧૨ વાગે તળાજા પહોંચ્યા. સવારનાં દર્શન કર્યા બાદ નવકારશી કરીને ડુંગર ચઢયા. તીર્થયાત્રા કર્યા બાદ જમ્યા.

કારતક વદ ૧૪

ત્યાંથી ૧ વાગે બપોરનાં પ્રયાણ કરી ૭-૪૫ વાગે સાંજે સુરેન્દ્રનગર આવ્યા. ત્યાં શેઠ શ્રી નીરાનજીભાઈએ 'માનવ મંદિર'ના અતિથિ ગૃહનું ભૂમિપૂજન કર્યું. ત્યાંથી પ્રયાણ કરી રાતનાં ૪॥ વાગે શંખેશ્વર પહોંચ્યા.

કારતક વદ ૦))

શંખેશ્વર પાર્શ્વનાથનાં દર્શન-પૂજન ઉલ્લાસથી કર્યા. ત્યાં એક દિવસ રહ્યા.

માગશર શુદ ૧

રાધનપુરનાં જિનમંદિરોનાં દર્શન કર્યા બાદ આડેસર પહોંચી ભોજન લીધું. ત્યાંથી પ્રયાણ કરી ૪-૧૫ વાગે માંડવી (કચ્છ) જૈન આશ્રમે આવ્યાં. ત્યાં ભોજન લઈ ૬ વાગે સાંજે દુર્ગાપુર (નવાવાસ) પહોંચ્યા. ત્યાં સામૈયા સાથે પૂજ્ય આચાર્યશ્રી પાસેથી માંગલિક શ્રવણ કરેલ.

આ તીર્થયાત્રા ખાસ તો દુર્ગાપુર ગામનાં મહાનુભાવો કે જેમણે જિંદગીમાં આ તીર્થોનાં દર્શન કરેલ ન હતા તેઓને કરાવવામાં આવેલ. આમ છતાં પોતાની રીતે પણ કેટલાક મહાનુભાવો યાત્રાર્થે સાથે જોડાયેલા. મુંબઈથી પણ ખૂબજ સારી સંખ્યામાં ગામવાસીઓ પાલીતાણા પધારેલા. પાલીતાણા-શંખેશ્વરજી એમ બે સ્થાને સંઘપૂજનો થયેલ. યાત્રાળુઓને સંઘપતિ તરફથી પૂ. શ્રી મહારાજશ્રીના ચિત્રો

## હિતોપદેશની સજઝાય

[ રાગ :- સિદ્ધાચલના વાસી જિનને ]

દો દીનકા મહેમાન મુસાફીર ભાથું બાંધી લે.
મુસાફીર ભાથું બાંધી લે.

મોહમાયામાં મસ્ત બનીને, પાયા વિનાના ઘરો ચણીને;
પાવે દુઃખ અપાર....મુસાફીર૦ ૧

ગર્ભોમાં તું ઉંધો લટકે, એ દુઃખ તુજને કેમ ન ખટકે;
કરને કાંઈ વિચાર....મુસાફીર૦ ૨

તું માને છે મારૂં મારૂં, જ્ઞાની કહે છે કોઇ નહિં તારૂં;
વીરવચન નિરધાર....મુસાફીર૦ ૩

દેવ-ગુરુ ને ધર્મ છે તારા, સ્નેહી સંબંધી સૌ છે ન્યારા;
સ્વાર્થીઓ સંસાર....મુસાફીર૦ ૩

પુન્ય-પાપને નહિં પીછાણે, મારૂં તું એ સાચું માને;
સાચું ધર્મ જાણ....મુસાફીર૦ ૫

આ પરાયો આ છે મારો, તુચ્છ ભાવના દીલથી વારો;
સૌને અપના માન....મુસાફીર૦ ૬

ધર્મક્રિયા કાલે કરશું, નહિં જાણે પણ કયારે મરશું;
ક્ષણનો નહિં વિશ્વાસ....મુસાફીર૦ ૮

અભિમાનમાં અક્કડ ફરતો, ગુણીજન દેખી તું નહિં નમતો;
રાવણ હાલ નિહાલ....મુસાફીર૦ ૮

એક દિન દુનિયા છોડી જાવું, ધર્મભાથા વિણ ત્યાં શું ખાવું;
કર લે ધર્મધ્યાન....મુસાફીર૦ ૯

માનવભવ અતિ દુર્લભ જાણો, શાસ્ત્રવચન એ સત્ય પ્રમાણો;
મળે ન વારંવાર... મુસાફીર૦ ૧૦

હિંસા આદિ પાપો છોડી, જન્મમરણની બેડી તોડી;
સ્વરાજ્ય કરશે હાથ ... મુસાફીર૦ ૧૧

પરનારીને માતા માને, બ્રહ્મચર્યની કિંમત જાણે;
એહીજ જ ચતુર સુજાણ... મુસાફીર૦ ૧૨

વેદની આજ્ઞા શિરે ચઢાવે, વીરઆજ્ઞામાં યુક્તિ લડાવે;
નહિ ધર્મનો પ્રેમ....મુસાફીર૦ ૧૩

તપ-જપ કરવા આકરા લાગે, માંદો પડતાં સઘળું ત્યાગે,
ડહાપણ નહિ કહેવાય....મુસાફીર૦ ૧૪

એકલો આવ્યો એકલો જાશે, વૈભવ સઘળો અહીં રહી જાશે;
ભજલે વીર ભગવાન....મુસાફીર૦ ૧૫

જીવનમાં સુશીલતા લાવો, સદ્‌ગતિ કેરા સુખડા પાવો;
સુંદર એ સંદેશ...મુસાફીર૦ ૧૬

વિષ થકી છે વિષયો ભૂંડા: તુજને તે કેમ લાગે રૂડા;
દુર્ગતિના દેનાર...મુસાફીર૦ ૧૭

આત્મકમલને જલ્દ વિકસાવો, લબ્ધિનો ભંડાર વસાવો;
તર જાઓ સંસાર... મુસાફીર૦ ૧૮

## શિયળની સજ્ઝાય

શિયળ સમું વ્રત કો નહિ, શ્રી જિનવર ભાખે રે;
સુખ આપે જે શાશ્વતાં, દુર્ગતિ પડતાં રાખે રે. ૧
વ્રત પચ્ચક્‌ખાણ વિના જુઓ, નવ નારદ જેહ રે;

એક જ શિયળ તણા બળે, ગયા મુક્તિ તેહ રે. શિ૦ ૨
સાધુ અને શ્રાવક તણાં, વ્રત છે સુખદાયી રે;
શિયળ વિના વ્રત જાણજો, કુસકા સમ ભાઈ રે. શિ૦ ૩
તરુવર મૂળ વિના જિસ્યો, ગુણ વિણ લાલ કમાન રે;
શિયળ વિના વ્રત એહવું, કહે શ્રી વીર ભગવાન રે. શિ૦ ૪
નવ વાડે કરી નિર્મળું, પહેલું શિયળ જ ધરજો રે;
ઉદયરત્ન કહે તે પછી, વ્રતનો ખપ કરજો રે. શિ૦ ૫

## ક્રોધની સજ્ઝાય

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હળાહળ તોલે....કડવાં૦ ૧
ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંયમ પણ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય....કડવાં૦ ૨
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશિયો નાગ....કડવાં૦ ૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે;
જળનો જોગ જો નવી મળે, તો પાસેનું પ્રજાળે....કડવાં૦ ૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવલનાણી;
હાણ કરે જે હિતની, જાળવજો એમ જાણી....કડવાં૦ ૫
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી;
કાયા કરજો નિર્મલી, ઉપશમ રસ નાહી....કડવાં૦ ૬

## માનની સજ્ઝાય

રે જીવ! માન ન કીજીએ, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહિ, તો કિમ સમકિત પામે રે. રે૦ ૧

સમકિત વિણુ ચારિત્ર નહિ, ચારિત્ર વિણુ નહીં મુક્તિ રે;
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કિમ લહીએ યુક્તિ રે. રે૦ ૨
વિનય વડો સંસારમાં, ગુણમાંહિ અધિકારી રે;
ગર્વે ગુણ જાયે ગળી, પ્રાણી જો જો વિચારી રે રે૦ ૩
માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે;
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે. રે જીવ૦ ૪
સૂકાં લાકડાં સારીખો, દુઃખદાયી એ મોટો રે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે. રે જીવ૦ ૫

## માયાની સજ્ઝાય

સમકિત તણું મૂળ જાણીએ જી રે, સત્ય વચન સાક્ષાત્;
સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વ રે.
પ્રાણી ! મ કરીશ માયા લગાર....૧
મુખ મીઠા, જૂઠા મનેજી, કૂડ કપટનો રે કોટ;
જીભે તો જી જી કરેજી, ચિત્તમાં તાકે ચોટ રે. પ્રાણી૦ ૨
આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ;
મેલ ન છાંડે મન તણો જી; એ માયાનો પાશ રે. પ્રાણી૦ ૩
જેહશું બાંધે પ્રીતડીજી, તેહશું રહે પ્રતિકૂળ;
મન શું ન મૂકે આમળોજી, એ માયાનો મૂળ રે. પ્રાણી૦ ૪
તપ કીધા માયા કરીજી, મિત્રશું રાખ્યો રે ભેદ;
મલ્લિ જિનેશ્વર જાણજો જી, તે પામ્યા સ્ત્રીવેદ રે. પ્રાણી૦ ૫
ઉદયરત્ન કહે સાંભળો જી, મૂકો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવા તણોજી રે, એ મારગ છે શુદ્ધ રે. પ્રાણી૦ ૬

## લોભની સજ્ઝાય

તમે લક્ષણ જોજો લોભનાં રે, લોભે મુનિજન પામે ક્ષોભના રે;
લોભે ડાહ્યા મન ડોલ્યા કરે રે, લોભે દુર્ગતિ પંથે સંચરે રે.
તમે૦ ૧

તજે લોભ તેહનાં લેઉં ભામણાં રે,
વળી પાય નમીને કરૂં ખામણાં રે;
લોભે મર્યાદા ન રહે કેહની રે, તમે સંગત મુકો તેહની રે.
તમે૦ ૨

લોભે ઘર મુકી રણમાં મરે રે, લોભે ઉંચા તે નિચ આદરે રે;
લોભે પાપભણી પગલા ભરે રે.લોભે અકાર્ય કરતાં ન ઓસરે રે.
તમે૦ ૩

લોભે મનડું ન રહે નિર્મળું રે, લોભે સગપણ નાસે વેગળું રે;
લોભે ન રહે પ્રીત ને પાવડું રે, લોભે ધન કરે બહુ એકઠું રે.
તમે૦ ૪

લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે, લોભે હત્યા પાતક નવિ ગણે રે;
તે તો દામ તણે લોભે કરી રે, ઉપર મણીધર થાય તે મરી રે.
તમે૦ ૫

જોતાં લોભનો થોભ દીસે નહિં રે, એવું સૂત્રસિદ્ધાંતે કહ્યું સહી રે;
લોભે ચક્રી સુભૂમ નામે જુઓ રે,તે તો સમુદ્રમાંહે ડૂબી મુઓ રે.
તમે૦ ૬

એમ જાણીને લોભને છંડજો રે, એક ધર્મશું મમતા માંડજો રે;
કવિ ઉદયરત્ન ભાખે મુદા રે, વંદું લોભને ત્યજે તેહને સદા રે.
તમે૦ ૭

# નવકાર મહામંત્ર છંદ

રચયિતા :- અચલગચ્છાધિપતિ પૂજ્ય
આચાર્ય ભ. શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સા.

સમરો મહામંત્ર નવકાર, એ છે જિનશાસનનો સાર;
એનો મહિમા અપરંપાર, નવપદધર એ મોક્ષ દાતાર
સમરો૦ ॥ ૧ ॥

ચૌદપૂર્વસહ સર્વ શાસ્ત્રનો, સાર અર્થ ભંડાર;
અડસઠ અક્ષર સવિ તીરથ, અષ્ટ સંપદા ધાર.
સમરો૦ ॥ ૨ ॥

સર્વકષ્ટ દુઃખ દુર્ગતિ નાશક, મંત્રાધિપ છે એહ;
સુખ-દુઃખ સર્વ સમયમાં સમરો, મહાપ્રભાવક સ્નેહ.
સમરો૦ ॥ ૩ ॥

ઋદ્ધિ-સિદ્ધિ-લબ્ધિનો દાયક, મહામંગળ યશકાય;
ત્રિભુવનમાં નહિ મંત્ર એહ સમ, સુરનરપતિ ગુણ ગાય.
સમરો૦ ॥ ૪ ॥

સર્પ અગ્નિ જલ શ્વાપદ સંકટ, સ્મરતાં ક્ષણમાં જાય;
ગૌતમ-નીતિ-ગુણ કહે જિનપદ,
નવનિધિ સવિ સુખ થાય. સમરો૦ ॥ ૫ ॥

[આ છંદ પ્રતિક્રમણ બાદ તેમજ ઉઠતી વખતે સૂતી વખતે તથા પ્રાર્થના વખતે બોલી શકાય છે.]

—×—

પૂ. આ. શ્રી ગુણસાગરસૂરિ કૃત

## “પ્રભુની નવાંગી પૂજાના દુહા”

અંગુઠે ૧ તીર્થંકર પૂજન થકી, પામે ભવિ ભવપાર
જિન ચરણાંગુઠ પૂજના, કરે સહુ હર્ષ અપાર.

જાનુ ૨ કરી કાઉસ્સગ્ગ કેવલ લહી, વિચરી તારે ભદંત;
જસ બલથી પૃથ્વી તલે, તે પૂજો જાનુ ખંત.

કાંડે ૩ વરસીદાન દેઈ કરી, લોચ કરે પ્રભુ હાથ;
દીક્ષા લે શ્રેયસ્ કરી, તે પૂજો કાંડે નાથ.

નાભિ ૪ દર્શન જ્ઞાન ચરણ સવી, ઉત્તમ ગુણ ગણ ધામ;
જિન નાભી કજ પૂજતાં, મુક્તિપુરી વિશ્રામ.

હૃદયે ૫ ક્રોધ નહિં અપરાધી પર, ઉપશમ ગુણ વિલસંત;
રાગ દ્વેષ રહિત હૃદય, પૂજું હું જિન ભગવંત.

ખભે ૬ ભુજ વીર્યે ભવવારિધિ, તર્યા વર્યા શિવનાર;
માન રહિત જિનદેવનાં, સ્કંધ પૂજો સુખકાર.

કંઠે ૭ મધુરી દે પ્રભુ દેશના, સુરનરાદિ હિતકાર;
જસ સામર્થ્યે મુક્તિદા, પૂજો કંઠ શ્રીકાર

લલાટે ૮ જોઈ લલાટ પ્રભાવવાન, પામી બોધ ત્રિકાલ;
ભવ્ય જીવ મોક્ષે ગયા, પૂજો તે જિન ભાલ.

મસ્તકે ૯ સિદ્ધધામ લોકાંતમાં જઈ વસીયા જિનરાજ;
તિણે પૂજો મસ્તક શિખા, શાશ્વતસુખ શિવકાજ.

૧૦ નવપદ તત્ત્વ બોધક પ્રભુ, પૂજો ભાવે નવાંગ;
ગૌતમ નીતિ‘ગુણ’ કહે જિમ પામો સિદ્ધિ સ્વાંગ.

( ઉપરના દુહા બોલતાં જેમ લખેલ છે, તેમ ક્રમસર પ્રભુ-પૂજા કરવી. )

## "પ્રભુની નવાંગી પૂજાના સંક્ષિપ્ત દુહા"

જિન ચરણાંગુષ્ઠ પૂજીએ, પૂજીએ જાનુ હાથ,
નાભિ હૃદય ખંધ કંઠ ભાલ, શિર પૂજો શિવ સાથ. ૧
જિન નવ અંગની પૂજના, રિદ્ધિ સિદ્ધિ કરનાર;
ગૌતમ નીતિ 'શુભ' કહે, સ્વર્ગ મોક્ષ દેનાર. ૨

卐

પૂ. આ. શ્રી શુભસાગરસૂરિ કૃત

## અષ્ટ પ્રકારી પૂજાના દુહા

તીર્થ વારિ સુગંધમય, સ્વર્ણ કલશ ભરી પૂર્ણ;
પ્રક્ષાલી જિન અંગને, કરો કર્મ સવિ ચૂર્ણ. ૧. જલ

સુરભિ શીતલ ચંદને, પૂજીએ જિનવર અંગ;
પાવે શીતલ આતમા, કરી મુક્તિનો સંગ. ૨. ચંદન

કુસુમ લઈ બહુ જાતિના, પૂજો જિન ભગવંત;
વિવિધ અંગરચના કરી, કરો દુઃખનો અંત. ૩. પુષ્પ

બહુવિધ શ્રેષ્ઠ સુગંધી કર, વાસ ચૂરણે કરી સાર;
અરિહંત દેવને પૂજતાં, ટળે સંસાર અસાર. ૪. વાસ

અતિ સુગંધિ મહેકતા, ધૂપ ધરો પ્રભુ પાસ;
દુર્ગંધ કર્મ ટળે સવિ, મળે મોક્ષ-પુર વાસ. ૫. ધૂપ

શાજવ અક્ષરથી કરી, સ્વસ્તિક નંદાવર્ત;
પરમાતમને પૂજીએ જિમ જાએ ભવ આવર્ત. ૬. અક્ષત

વિધવિધ મંગલકારકા, મંગલ અષ્ટ પ્રકાર;
એણે પૂજી દેવાધિદેવ, અષ્ટ કર્મ નિવાર. ૭. અષ્ટમંગલ

અલંકાર વિણ શોભતા અનંત ગુણ ભગવાન;
મુકુટાભરણે પૂજીને, થાય અનંત ગુણવાન. ૮. આભૂષણ

પૂજા અષ્ટ પ્રકારની, જિનવરની કરે જેહ;
ગૌતમ નીતિ ગુણ કહે, શિવપદ પામે તેહ. ૯.



( ધ્વજા ચડાવતી વખતે આ દુહો બોલવો. )

કનકરત્નમય ધ્વજ ધરી, જિન પ્રાસાદ શોભાવ;
આત્મા મોક્ષગતિ વરે, ભક્તિયે વધતે ભાવ. ૧.



## " પરમાત્મા શ્રી મહાવીરદેવ "
## સ્મૃતિ ગ્રંથ માટે આવેલ અભિપ્રાયો.

...સ્મૃતિ ગ્રંથ ઠીક દળદાર થયેલ છે અને એવો બનાવરાવવા માટે તમારો પ્રયત્ન અથાગ છે. લોકભોગ્ય સાહિત્ય સર્જન માટે તમારો પ્રયત્ન પ્રશંસનીય છે. વળી એ સાહિત્યમાં બીજાઓને પણ રસ કરતા કરી એમની શક્તિનો લાભ પણ લોકોને અપાવવાની રીત પણ સારી છે. ગ્રંથ સારો થયેલ છે. સતત સાહિત્ય પ્રગટ કરવા માટે તમો શક્તિમાન બનો એજ અભિલાષા.

સં. ૨૦૩૧ આસો વદ-૨ સોમ
બીદડા કચ્છ
} આ. ગુણસાગરસૂરિ

---

...સ્મૃતિ ગ્રંથમાં આપશ્રીએ જે પરિશ્રમ ઉઠાવ્યો છે. તે સાર્થક થયો છે. અને કચ્છ પરતો આપે મોટો ઉપકાર કર્યો છે.

દીન દયાળ સોસાયટી
અમદાવાદ-૧૪
તા. ૧-૧૧-૭૫
} દુલેરાય કારાણી

---

...ગ્રંથનું બાઈંડીંગ-પાના-અક્ષરો તેમજ ફોટાઓ વિગેરે બહુજ ગમે એવા છે. સર્વેને ગમશે એ વાત ચોક્કસ છે. પરંતુ એમાં રહેલા ધર્મના વાસ્તવિક ગૂઢાર્થ રહસ્યોનો ખૂબ સરળતાથી થયેલો અનુવાદ એથી પણ વધારે ગમે

એવો છે. અને સર્વે એ શોભાનો યશ આપશ્રીને ફાળે સંપાદક તરીકે જાય છે. એ પણ ઓછા આનંદની વાત નથી.

મેરાઉ (કચ્છ) તા. ૨૩–૧૦–૭૫ } ચંદુભા જાડેજા

## પરભવનું ભાતું
## પ્રથમાવૃતિ માટે આવેલ અભિપ્રાયો.

....જ્યારથી મેં આપની....કલમથી આલેખાયેલ "પરભવનું ભાતું" નામની ચોપડી વાંચી છે ત્યારથી મને ભારે આપના પ્રત્યે શ્રદ્ધા પેદા થઇ છે.

ઔરંગાબાદ તા. ૨૭–૧૦–૭૫ } શ્રી હંસરાજ શાહ
આધોઈવાલા

—×—

....આપનું પ્રથમ પુસ્તક "પરભવનું ભાતું" ઉપરછલ્લી દૃષ્ટિએ જોયું. આપને આવા પુસ્તક બદલ અભિનંદન આપું છું....વિષયોનો સંગ્રહ, ખૂબ જ સરળ શૈલી, જરાય રૂકાવટ વગરની....દૃષ્ટાંતો સાથેની અસરકારક રજુઆત આપની વિદ્વત્તાની ચાડી ખાય છે. કોઇ પણ ખૂબ સરળતાથી સમજી શકે તેવી રજુઆતવાળા ભારે વિષયો ઉપર આપનું લેખન વધુ ઉપયોગી થઈ પડશે....આપની સરળ શૈલીના લીધે ખૂબ ગર્વ અનુભવું છું.

અંધેરી (મુંબઇ) તા. ૧૬–૪–૭૩ } આર્ય તત્ત્વજ્ઞ જૈન મિત્રમંડળ
[ વિદ્યાપીઠના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ ]
પ્રમુખઃ–કે. યુ. મારૂ

ગુજરાતી-કચ્છી-સંસ્કૃત ભાષાબદ્ધ જૈનધર્મના અજોડ સિદ્ધાંતોને સરળ શૈલીથી રજુ કરતું દળદાર પ્રાણવાન પ્રકાશન આપે વાંચ્યું ?

## પરમાત્મા શ્રી મહાવીરદેવ સ્મૃતિ ગ્રંથ

(૨૫૦૦ મી નિર્વાણ સંવત્સરી પ્રસંગે)

સંપાદક-લેખક.

મુનિ શ્રી કલાપ્રભસાગરજી મ.

પૃષ્ઠ ૩૬૪ (કુલ) કિંમત ૭-૦૦ (પોસ્ટેજ અલગ)

- ભગવાન શ્રી મહાવીરદેવની સંક્ષિપ્ત જીવન સૌરભ (પૃ. ૮૦)
- ગણધર ગૌતમસ્વામિજી.
- જૈનધર્મની પ્રાચીનતા-પવિત્રતા પુરાવા સહિત.
- જૈનધર્મ અને ભ. મહાવીરદેવ વિષે જૈનેતર નેતાઓના અભિપ્રાયો.
- ભગવાન મહાવીર કૂરો ધંતા.
- ૧૫ મા કૈકાનું વિરલ ગુર્જર કાવ્ય મહાવીર વિનતિ.
- રાયણમાં ઉજવાયેલ મહોત્સવનો વિસ્તૃત અહેવાલ.
- ભગવાન મહાવીરદેવની અમૃતવાણી.
- નવકાર મંત્રનું રહસ્ય.

* જૈન તપ અને અણાહારી ઔષધો અને તેના ગુણો.
* ભારતનો પ્રાચીન શિલાલેખ!
* ચક્રવર્તિ ખારવેલ જૈન હતો?
* ચંડકૌશિક સર્પ કોણ?
* યૌવન! તને થયું છે શું?
* ગુજરાતી–સંસ્કૃત–કચ્છી સ્તોત્ર કાવ્યો.
* ભગવાન શ્રી મહાવીરદેવનાં જીવન ચમત્કારો અક્ષરશઃ સત્ય છે.
* જયારે ખાવા પીવામાં મોજ કરવા જતાં દેહ રોગી બને છે.

જુજ નકલો જ હવે સ્ટોકમાં છે. મળો યા લખો.



# સિદ્ધાચલજીની ધૂન

---

કરૂણાસાગર દીનદયાળ, જગતઉદ્ધારક છો પ્રતિપાલ;
તરણ અને વલી તારણહાર, ભવસમુદ્રનો પાર ઉતાર.
કરૂણા૦ ૧

સિદ્ધાચલજીના શણગાર, આદિ પ્રભુજી છો સુખકાર;
તું ગતિ તું મતિ તુંહી આધાર, નિજ સેવકની કરો સંભાલ.
કરૂણા૦ ૨

જીવ જીવનના પ્રાણ આધાર, તુમ દરિશન છે અતિ મનોહાર;
બાહ્ય ગ્રહ્યાની રાખો લાજ, અવિચલ સુખડા આપો આજ.
કરૂણા૦ ૩

કામઘટ કામધેનુ પામ્યો આજ, સુરતરુ સુરમણિ છો જિનરાજ;
ભવોભવ હોજો તમારો સાથ, મુક્તિના સુખડા આપજો નાથ.
કરૂણા૦ ૪



– અચલગચ્છાધિપતિ –  [ કચ્છ માટે ]

પ. પૂ. આચાર્યદેવ શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સાહેબે તૈયાર કરેલ

**કચ્છ-ભુજ સ્ટાં. ટા. પ્રમાણે પચ્ચખ્ખાણ સમયનો કોઠો,**

આમાં આવેલ ભુજના ટાઈમોમાંથી ૧૧ મીનીટ બાદ કરવાથી અમદાવાદનો ટાઈમ થાય છે દર વર્ષે તારીખ પ્રમાણે આ ટાઈમો જ સમજવા.

| | | સૂર્યોદય | સૂર્યાસ્ત | નવકારશી | પોરિસી | સાઢપો. | પુરિમડ્ઢ | અવડ્ઢ |
|---|---|---|---|---|---|---|---|---|
| તારીખ | | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. |
| જાન્યુ | ૧ | ૭-૩૨ | ૬—૧૬ | ૮—૨૧ | ૧૦-૧૪ | ૧૧-૩૫ | ૧૨-૫૫ | ૩-૩૬ |
| ,, | ૮ | ૭-૩૫ | ૬—૨૦ | ૮—૨૩ | ૧૦-૧૭ | ૧૧-૩૭ | ૧૨-૫૮ | ૩-૩૯ |
| ,, | ૧૬ | ૭-૩૬ | ૬—૨૬ | ૮—૨૪ | ૧૦-૧૯ | ૧૧-૪૦ | ૧—૧ | ૩-૪૪ |
| ,, | ૨૪ | ૭-૩૫ | ૫—૩૨ | ૮—૨૩ | ૧૦-૨૦ | ૧૧-૪૨ | ૧—૪ | ૩-૪૮ |
| ફેબ્રુ | ૧ | ૭-૩૨ | ૬—૩૭ | ૮—૨૦ | ૧૦-૧૯ | ૧૧-૪૨ | ૧—૫ | ૩-૫૧ |
| ,, | ૮ | ૭-૨૯ | ૬—૪૨ | ૮—૧૭ | ૧૦-૧૮ | ૧૧-૪૨ | ૧—૬ | ૩-૫૪ |
| ,, | ૧૬ | ૭-૨૪ | ૬—૪૭ | ૮—૧૨ | ૧૦-૧૫ | ૧૧-૪૧ | ૧—૬ | ૩-૫૭ |
| ,, | ૨૪ | ૭-૧૯ | ૬—૫૧ | ૮—૭ | ૧૦-૧૨ | ૧૧-૩૯ | ૧—૫ | ૩-૫૮ |
| માર્ચ | ૧ | ૭-૧૫ | ૬—૫૩ | ૮—૩ | ૧૦-૧૦ | ૧૧-૩૭ | ૧—૪ | ૩-૫૯ |
| ,, | ૮ | ૭—૮ | ૬—૫૫ | ૭—૫૬ | ૧૦—૬ | ૧૧ ૩૪ | ૧—૩ | ૪—૦ |
| ,, | ૧૬ | ૭—૧ | ૬—૫૯ | ૭—૪૯ | ૧૦—૧ | ૧૧-૩૧ | ૧—૦ | ૪—૦ |
| ,, | ૨૪ | ૬-૫૩ | ૭—૨ | ૭—૪૧ | ૯—૫૬ | ૧૧-૨૭ | ૧૨-૫૮ | ૪—૦ |
| એપ્રીલ | ૧ | ૬-૪૫ | ૭—૫ | ૭—૩૩ | ૯—૫૦ | ૧૧-૨૩ | ૧૨-૫૫ | ૪—૦ |
| ,, | ૮ | ૬—૩ | ૭—૮ | ૭—૨૬ | ૯—૪૬ | ૧૧-૨૦ | ૧૨-૫૩ | ૪—૧ |
| ,, | ૧૬ | ૬-૩૧ | ૭—૧૧ | ૭—૧૯ | ૯—૪૧ | ૧૧-૧૬ | ૧૨-૫૧ | ૪—૧ |
| ,, | ૨૪ | ૬-૨૫ | ૭—૧૪ | ૭—૧૩ | ૯—૩૮ | ૧૧-૧૪ | ૧૨-૫૦ | ૪—૨ |
| મે | ૧ | ૬-૧૯ | ૭—૧૭ | ૭—૭ | ૯—૩૪ | ૧ -૧૧ | ૧૨-૪૮ | ૪—૩ |
| ,, | ૮ | ૬-૧૪ | ૭—૨૧ | ૭—૨ | ૯—૩૧ | ૧૧-૧૦ | ૧૨-૪૮ | ૪—૫ |
| ,, | ૧૬ | ૬-૧૦ | ૭—૨૪ | ૬—૫૮ | ૯—૨૯ | ૧૧—૮ | ૧૨-૪૭ | ૪—૬ |
| ,, | ૨૪ | ૬—૭ | ૭—૨૮ | ૬—૫૫ | ૯—૨૮ | ૧૧—૮ | ૧૨-૪૮ | ૪—૮ |
| જુન | ૧ | ૬—૬ | ૭—૩૧ | ૬—૫૪ | ૯—૨૮ | ૧૧—૮ | ૧૨-૪૯ | ૪-૧૦ |
| ,, | ૮ | ૬—૫ | ૭—૩૮ | ૬—૫૩ | ૯—૨૮ | ૧૧—૯ | ૧૨-૫૦ | ૪-૧૨ |
| ,, | ૧૬ | ૬—૫ | ૭—૩૭ | ૬—૫૩ | ૯—૨૮ | ૧૧-૧૦ | ૧૨-૫૧ | ૪-૧૪ |
| | | ૬—૭ | ૭—૩૯ | ૬—૫૫ | ૯—૩૦ | ૧૧-૧૨ | ૧૨-૫૩ | ૪-૧૬ |

## ૨ મુંબઈ સ્ટાં. ટા. પ્રમાણે પચ્ચખ્ખાણ સમયનો કોઠો.

| તારીખ | સૂર્યોદય | સૂર્યાસ્ત | નવકારસી | પોરિસી | સાઢપો. | પુરિમડ્ઢ | અવડ્ઢ |
|---|---|---|---|---|---|---|---|
| | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ | ક. મિ. | ક. મિ. |
| જુલા. ૧ | ૬—૭ | ૭—૧૯ | ૬—૫૫ | ૯—૨૫ | ૧૧-૪ | ૧૨-૪૩ | ૪-૧ |
| ,, ૮ | ૬—૯ | ૭—૧૯ | ૬—૫૭ | ૯—૨૭ | ૧૧-૬ | ૧૨-૪૪ | ૪-૨ |
| ,, ૧૬ | ૬—૧૨ | ૭—૧૮ | ૭—૦ | ૯—૨૯ | ૧૧-૭ | ૧૨-૪૫ | ૪-૨ |
| ,, ૨૪ | ૬—૧૫ | ૭—૧૬ | ૭—૩ | ૯—૩૧ | ૧૧-૮ | ૧૨-૪૬ | ૪-૧ |
| ઓગ. ૧ | ૬—૧૭ | ૭—૧૩ | ૭—૫ | ૯—૩૧ | ૧૧-૮ | ૧૨-૪૫ | ૩-૫૯ |
| ,, ૮ | ૬—૨૦ | ૭—૧૦ | ૭—૮ | ૯—૩૩ | ૧૧-૯ | ૧૨-૪૫ | ૩--૫૮ |
| ,, ૧૬ | ૬—૨૨ | ૭—૫ | ૭—૧૦ | ૯—૩૩ | ૧૧-૯ | ૧૨-૪૪ | ૩--૫૫ |
| ,, ૨૪ | ૬—૨૪ | ૭—૦ | ૭—૧૨ | ૯—૩૩ | ૧૧-૮ | ૧૨-૪૨ | ૩--૫૧ |
| સપ્ટે ૧ | ૬—૨૫ | ૬—૫૩ | ૭—૧૩ | ૯—૩૨ | ૧૧-૬ | ૧૨-૩૯ | ૩-૪૬ |
| ,, ૮ | ૬—૨૭ | ૬—૪૭ | ૭—૧૫ | ૯—૩૨ | ૧૧-૫ | ૧૨-૩૭ | ૩-૪૨ |
| ,, ૧૬ | ૬—૨૮ | ૬—૪૦ | ૭—૧૬ | ૯—૩૧ | ૧૧-૩ | ૧૨-૩૪ | ૩-૩૭ |
| ,, ૨૪ | ૬—૨૯ | ૬—૩૩ | ૭—૧૭ | ૯—૩૦ | ૧૧-૧ | ૧૨-૩૧ | ૩--૩૨ |
| ઓક. ૧ | ૬—૩૧ | ૬—૨૭ | ૭—૧૯ | ૯—૩૦ | ૧૧-૦ | ૧૨-૨૯ | ૩--૨૮ |
| ,, ૮ | ૬—૩૨ | ૬—૨૧ | ૭—૨૦ | ૯—૩૦ | ૧૦-૫૯ | ૧૨-૨૭ | ૩--૨૪ |
| ,, ૧૬ | ૬—૩૫ | ૬—૧૫ | ૭—૨૩ | ૯—૩૦ | ૧૦-૫૮ | ૧૨-૨૫ | ૩--૨૦ |
| ,, ૨૪ | ૬—૩૭ | ૬—૧૦ | ૭—૨૫ | ૯—૩૧ | ૧૦-૫૭ | ૧૨-૨૪ | ૩--૧૭ |
| નવે. ૧ | ૬—૪૧ | ૬—૫ | ૭—૨૯ | ૯—૩૨ | ૧૦-૫૮ | ૧૨-૨૩ | ૩--૧૪ |
| ,, ૮ | ૬—૪૪ | ૬—૨ | ૭—૩૨ | ૯—૩૪ | ૧૦-૫૯ | ૧૨-૨૩ | ૩--૧૩ |
| ,, ૧૬ | ૬—૪૮ | ૬—૦ | ૭—૩૬ | ૯—૩૬ | ૧૧-૦ | ૧૨-૨૪ | ૩--૧૨ |
| ,, ૨૪ | ૬—૫૩ | ૫—૫૯ | ૭—૪૧ | ૯—૪૭ | ૧૧-૩ | ૧૨=૨૬ | ૩--૧૩ |
| ડીસે. ૧ | ૬—૫૭ | ૫—૫૯ | ૭—૪૫ | ૯—૪૩ | ૧૧-૫ | ૧૨-૨૮ | ૩--૧૪ |
| ,, ૮ | ૭—૨ | ૬—૦ | ૭—૫૦ | ૯—૪૦ | ૧૧-૯ | ૧૨-૩૧ | ૩--૧૬ |
| ,, ૧૬ | ૭—૬ | ૬—૩ | ૭—૫૪ | ૯—૫૧ | ૧૧-૧૩ | ૧૨-૩૫ | ૩--૧૯ |
| ,, ૨૪ | ૭—૧૧ | ૬—૭ | ૭—૫૯ | ૯—૫૫ | ૧૧-૧૭ | ૧૨-૩૯ | ૩--૨૩ |

## દરેક ગૃહસ્થોએ વાંચવા-પ્રભાવના કરવા લાયક
## પ્રકાશનો.

| | |
|---|---|
| પરમાત્મા શ્રી મહાવીર દેવ સ્મૃતિગ્રંથ | ૭- |
| ભગવાન શ્રી મહાવીરદેવ જીવન સૌરભ | ૧- |
| જૈન કથા સંદોહ સચિત્ર ભા. ૧ | ૩- |
| પરભવનું ભાતું | ૩- |
| કચ્છ પચ્ચક્ખાણ સમય યંત્ર | ૦- |

## હવે પછી પ્રકાશિત થશે.

| | | | |
|---|---|---|---|
| ચૌદ નિયમો | ૦-૪૦ | ૧૦૮ નિયમો | ૦-૪૦ |
| બાર વ્રતો | ૦-૪૦ | બે ધાર્મિક સંવાદો | ૦-૪૦ |

* માનવ જીવન કેમ સાર્થક થાય ?
* જીવનમાં જડ પદાર્થોથી છુટકારો કેમ થાય ?
* જીવનની ઝડપી પ્રગતિ કેમ થાય ?
* અનાદિકાલીન વિકારો-કુસંસ્કારો કેમ શમે ?

જો આપને ઉપરોક્ત વિચારો આવતા હોય તો સૂચિત પ્રકાશનો આપે વાંચવા જ જોઇએ.

પર્યુષણમાં ધાર્મિક મહોત્સવો તથા તપની સ્મૃતિ નિમિત્તે પ્રભાવના કરવા લાયક ઉપરોક્ત પુસ્તિકાઓ મેળવવા માટે મળો યા લખોઃ—

યુગપ્રધાન દાદાશ્રી
આર્ય જય કલ્યાણ પ્રકાશન
શા. રતનશી ટોકરશી સાવલા
C/o શ્રી લખમશી ઘેલાભાઇ કાં.
૩ ચીંચબંદર રોડ, મુંબઇ નં. ૯

વિજય મિનરલ્સ
કુલીનકાંત શાહ
એસ. ટી. રોડ,
માંડવી (કચ્છ)

શ્રી સંઘે પૂજ્યોને અત્રેથીની વસમી વિદાય આપી. પૂજ્યોની સાથે ૫૦ ભાવુકો ચૈત્ય પરિપાટી રૂપે રાયણ પધારેલ. ત્યાંથી પૂજ્યોએ કોડાય-બીદડા પ્રતિ તે જ દિવસે વિહાર કરેલ.

## શત્રુંજયાદિ તીર્થયાત્રાની સંક્ષિપ્ત યાદી—

પૂજ્યોની પ્રેરણાથી સંવત ૨૦૩૨ કા. વ. ૧૧ તારીખ ૨૮-૧૧-૭૫ ના કચ્છ દુર્ગાપુરથી શત્રુંજયાદિ તીર્થોની યાત્રાર્થે બસો મારફત શેઠ શ્રી લખમશી ગેલાભાઇ તરફથી યાત્રાસંઘ નીકળેલ. આ પ્રસંગે અચલગચ્છાધિપતિ પરમ પૂ. આ. ભ. શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સાહેબ આદિ ઠાણા ૧૦ પધારેલ. પૂ. આચાર્ય શ્રી પાસેથી આશીર્વાદ લઈ-માંગલિક શ્રવણ કરી સવારનાં ૬-૩૦ વાગે શ્રી સંઘે પ્રયાણ કરેલ. ભદ્રેશ્વરમાં દર્શન કર્યા બાદ શ્રી સંઘે ત્યાં નવકારશી કરેલ. ફરી ૯-૧૫ વાગે પ્રયાણ થયેલ તે બપોરનાં ૧ વાગે યાત્રા સંઘ મોરબી પહોંચ્યો. ત્યાં ધર્મનાથ ભગવાનનાં દર્શન કર્યા. ત્યાં ભોજન લીધા બાદ ત્યાંથી ૩ વાગે પ્રયાણ કરેલ. તે ૪-૪૫ વાગે રાજકોટ પહોંચ્યા બાદ ૫-૧૦ વાગે ચા-નાસ્તો લીધા બાદ ચોવિહાર થયેલ. રાતનાં ૧૦ વાગે પાલીતાણા પહોંચ્યા.

**કા. વ. ૧૨**

શ્રી શત્રુંજયની ઉલ્લાસપૂર્વક યાત્રા કરી. તથા પાલીતાણામાં રહેલ જિનમંદિરાદિનાં દર્શન કર્યાં.

કા. વ. ૧૩ નાં શત્રુંજય ડેમ કદંબગિરિ તીર્થે આવ્યા. ત્યાં નવકારશી કર્યા બાદ ડુંગર ચઢયા. દર્શન-પૂજન કર્યા બાદ ભોજન લીધેલ. બપોરનાં ૧-૪૫ વાગે પ્રયાણ કરેલ તે ૪ વાગે બપોરનાં મહુવા પહોંચ્યા. શ્રી મહુવા જૈન સંઘે વાજતે ગાજતે ભવ્ય સામૈયું કરેલ. મહુવા સંઘે ખૂબજ સુંદર ભક્તિ કરી. પછી 'મણી ભુવન' વાડીમાં સંઘપતિને શ્રી સંઘે ફુલહાર કરેલ. ત્યાં ભ. મહાવીરદેવની

ભવ્ય મૂર્તિનાં દર્શન કર્યાં. અન્ય જિનમંદિરોનાં પણ દર્શન કર્યાં. ત્યાંથી રાત્રે ૮-૫૦ વાગે પ્રયાણ થયેલ તે રાતે ૧૦ વાગે દાઠા પહોંચ્યા. દર્શન કર્યા બાદ રાતનાં જ પ્રયાણ કરી ૧૨ વાગે તળાજા પહોંચ્યા. સવારનાં દર્શન કર્યા બાદ નવકારશી કરીને ડુંગર ચડ્યા. તીર્થયાત્રા કર્યા બાદ જમ્યા.

**કારતક વદ ૧૪**

ત્યાંથી ૧ વાગે બપોરના પ્રયાણ કરી ૭-૪૫ વાગે સાંજે સુરેન્દ્રનગર આવ્યા. ત્યાં શેઠ શ્રી વીરચંદભાઈએ 'માનવ મંદિર'ના અતિથિ ગૃહનું ભૂમિપૂજન કર્યું. ત્યાંથી પ્રયાણ કરી રાતનાં ૪।। વાગે શંખેશ્વર પહોંચ્યા.

**કારતક વદ ૦))**

શંખેશ્વર પાર્શ્વનાથનાં દર્શન-પૂજન ઉલ્લાસથી કર્યા. ત્યાં એક દિવસ રહ્યા.

**માગશર સુદ ૧**

રાધનપુરનાં જિનમંદિરોના દર્શન કર્યા બાદ આડેસર પહોંચી ભોજન લીધું. ત્યાંથી પ્રયાણ કરી ૪-૧૫ વાગે માંડવી (કચ્છ) જૈન આશ્રમે આવ્યાં. ત્યાં ભોજન લઈ ૬ વાગે સાંજે દુર્ગાપુર (નવાવાસ) પહોંચ્યા. ત્યાં સામૈયા સાથે પૂજ્ય આચાર્યશ્રી પાસેથી માંગલિક શ્રવણ કરેલ.

આ તીર્થયાત્રા ખાસ તો દુર્ગાપુર ગામનાં મહાનુભાવો કે જેમણે જિંદગીમાં આ તીર્થોનાં દર્શન કરેલ ન હતા તેઓને કરાવવામાં આવેલ. આમ છતાં પોતાની રીતે પણ કેટલાક મહાનુભાવો યાત્રીઓ સાથે જોડાયેલા. મુંબઈથી પણ ખૂબજ સારી સંખ્યામાં ગામવાસીઓ પાલીતાણા પધારેલા. પાલીતાણા-શંખેશ્વરજી એમ બે સ્થાને સંઘપૂજનો થયેલ. યાત્રાળુઓને સંઘપતિ તરફથી બ્ર. શ્રી મહાવીરદેવના ચિત્રવા

અંકિત સિક્કાઓ ભેટ અપાયેલા. આ યાત્રા દરમ્યાન શ્રી સંઘપતિએ દરેક સ્થળે સારી એવી રકમો ભરાવેલ. આમ અપૂર્વ સંઘ ભક્તિનો લાભ લીધેલ.

આમ પૂજ્યોનાં પગલે અમારા ગામમાં અપૂર્વ શાસનપ્રભાવના થવા પામેલ. શ્રી દુર્ગાપુર ગામમાં શ્રી શાંતિનાથજી ભગવાનનું શિખરબંધ ભવ્ય જિનમંદિર છે. દર વરસે પૂ૦ સાધુ–સાધ્વીજીનાં ચાતુર્માસ થાય છે. ઘણાં વરસો બાદ પૂ૦ મુનિરાજોના ચાતુર્માસ થવાથી આ સંવત ૨૦૩૧–૩૨ ની સાલમાં ખૂબ જ ધર્મપ્રભાવના થવા પામેલ. તે બદલ પૂ૦ આચાર્યદેવશ્રીનાં તથા પૂ૦ મુનિવર્યોનાં ઋણી છીએ.

દુર્ગાપુર જૈન સંઘ વતી,
લી૦ વસંતલાલ મેઘજી
દુર્ગાપુર (કચ્છ)



## આ પ્રકાશનમાં આર્થિક સહયોગ આપનાર પુણ્યવંતા દાનવીરા.

(તા. ૨૦-૧૨-૭૫ સુધી આવેલા નામો)

૩૨૨૫) શ્રીમતિ સાકરબાઈ પ્રેમજીભાઇ ચેરીટી ટ્રસ્ટ
હઃ શેઠ શ્રી પ્રેમજીભાઇ પેથાભાઈ

૭૫૧) શા. વીશનજી લખમશી ગેલાભાઇ-મુંબઈ [દુર્ગાપુરથી નીકળેલ પાલીતાણા બસ યાત્રા સંઘની સ્મૃતિ નિમિત્તે.]

૭૫૧) શા. કુંવરજીભાઈ પાંચારીઆ મુંબઈ દુર્ગાપુરવાલા

૧૦૧) શા. માણેકજી કેશવજી (સાંધવવાલા) ઘાટકોપર

૧૦૧) શા. ખેતશી સોજરાજ (ભચાઉવાલા) મુંબઈ

૧૦૧) શા. પ્રેમજી પાસુ (લાખાપુર) મુંબઈ

૧૦૧) શા. દેવજી મુરજી (શેરડી) સાયન

[આ ચાર નામ પૂ. સા. શ્રી અરૂણોદયશ્રીજી મ. તથા પૂ. સા. શ્રી સદ્‌ગુણાશ્રીજીની પ્રેરણાથી.]

પૂજ્ય મુનિશ્રી કીર્તિસાગરજી મ. ઠા. ૪ નાં ચાતુર્માસ પ્રસંગે—

૧૦૧) શા. ખીમજી શીવજી દુર્ગાપુર (નવાવાસ) કચ્છ

૧૦૧) શા. જયંતિલાલ દેવજી ,,

૧૦૧) શા. વેરશી જેવત ,,

૧૦૧) શા. ગોવર હરશીંગ રાયણવાલા ,,
હ. દેવકાંબાઇ

૧૦૧) શા. રતનશી ટોકરશી ,,

૨ ૧૦૧) દામજી મેઘજી ,,

૧૫૧) એક સદ્ગૃહસ્થ

---

પૂજ્ય સાધ્વી શ્રી ગિરિવરશ્રીજી મ. પૂ. સા. શ્રી સુરેન્દ્ર-શ્રીજી મ. નાં ગોધરા ચાતુર્માસ પ્રસંગે એમની પ્રેરણાથી.

૧૫૧) માતુશ્રી વેલબાઇ નાંગશીં ગોધરા કચ્છ
હ. સુપુત્ર જાદવજી

૧૦૧) શા. જખુભાઈ નથુ

૧૦૧) શા. ખીમજી પાલણના સ્મરણાર્થે ગોધરા કચ્છ
હઃ પાસુભાઇ

૧૦૧) શા. રતનશીં ચાંપશીં દેઢીઆવાલા હેદરાબાદ

પૂજ્ય સાધ્વી શ્રી અરૂણપ્રભાશ્રીજી મ. ની પ્રેરણાથી મલાડ (મુંબઇ) ચાતુર્માસ પ્રસંગે.

૨૫૧) શા. હંસરાજ માદણ મોટા આસંબીઆ
માતુશ્રી મેઘબાઇની તપસ્યા નિમિત્તે.

૧૨૫) શ્રી આદિજિન મહિલા મંડળ મલાડ

૧૦૧) શ્રી હીરજી માવજી ગાલા નાના આસંબીયા
શ્રીમતિ સાકરબાઇ હીરજીનાં સ્મરણાર્થે

પૂ. સાધ્વી શ્રી વસંતપ્રભાશ્રીજી મ. ની પ્રેરણાથી

૧૨૫) શા. કેશવજી કુંવરજી બીદડા કચ્છ

---

૧૦૧) શ્રી આર્ય તત્વજ્ઞ જૈન મિત્ર મંડળ મુંબઇ

*

## પરભવનું ભાતુંની અનુક્રમણિકા



### વિભાગ ૧ લો. [ મનનીય લેખો વિ. ]

| વિષય | પેજ |
| --- | --- |

## વિભાગ ૨ જો [ દૃષ્ટાંતો ]



## વિભાગ ૩ જો. (સ્તવનાદિ)

પૂ. ગુણસાગરસૂરીશ્વરજી કૃત—

卐

પ્રથમ સં. ૧૯૨૬ માં લગભગ કુટુંબના ઘણા ખરા સભ્યો સાથે આસરે ત્રણ માસના પ્રવાસની મોટીયાત્રા જ્યારે રેલ્વેની સ્પેશીયલો હમણા છે તેવી ન હતી ત્યારે કરેલ છે.

તેઓ કુટુંબના તથા તેમના પરિચયમાં આવતા દરેક વ્યક્તિઓને તથા બાળકોને ધર્મ–નવકાર અંગે અવારનવાર ઉપદેશ આપે છે.

સં. ૨૦૨૭ ના વૈશાખ વદમાં તપસ્વિની પૂ. સા. શ્રી વસંતપ્રભાશ્રીજીના ૫૦૦ આયંબીલના પારણા તેમજ શ્રી મેઘબાઈ માની વર્ધમાન તપની ૭૭ મી ઓળીના પારણા પ્રસંગે એમના પુત્રો સુપૌત્રો તરફથી અઠ્ઠાઈ મહોત્સવ કચ્છ–દુર્ગાપુરમાં ઉજવાયેલ. ત્યારે કુટુંબના દરેક સભ્ય નાના–મોટાએ હાજરી આપેલ.

આ પ્રસંગે અચલગચ્છાધિપતિ પૂ૦ આ. દેવશ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સા સપરિવાર પધારેલ.

આઠે દિવસ બન્ને ટાઇમ સાધર્મિકવાત્સલ્ય જમણ એમના તરફથી થયેલ. વૈશાખ વદ ૧૧ ના પારણા થયેલ. તે દિવસે બોર્ડીંગમાં શ્રી ઋષિમંડલ મહાપૂજન ભણાયેલ.

૯૯ વર્ષની ઉંમરે પહોંચેલા શ્રી મેઘબાઇ મા એવી જ ઉદાત્ત ધર્મભાવનાથી જીવન શાંતિથી વ્યતીત કરે છે.

સ્વ૦ શા. ઘેલાભાઇ પુનશી પણ એવા જ ધર્મનિષ્ઠ શ્રાવક હતા. એમના સુપુત્રો–સુપૌત્રો પણ ધાર્મિક પ્રવૃત્તિઓમાં અવાર–નવાર ભાગ લે છે. માનવતાની પ્રવૃત્તિઓમાં તેમજ ધર્મમાર્ગે દાન આપી પોતાની ચંચળ લક્ષ્મીનો સદુપયોગ કરે છે.

આ પ્રકાશનમાં એમના સુપુત્ર શા. પ્રેમજી ઘેલાભાઇ તરફથી સ્વ૦ શ્રીમતી સાકરબેન પ્રેમજીની સ્મૃતિમાં રૂા. ૩૨૨૫) ની સહાયતા મળેલ છે.

લિ૦ પ્રકાશક.

# પરભવનું ભાતું

વિભાગ ૧ લો.

## [ વિવિધ લેખો ]



સંપાદક :

અચલગચ્છાધિપતિ પૂ૦ આચાર્ય મ. શ્રી
ગુણસાગરસૂરીશ્વરજી મ. સાહેબના શિષ્ય
મુનિ શ્રી કલાપ્રભસાગરજી મ.

# શ્રી નવકાર મહામંત્ર

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચનમુક્કારો, સવ્વપાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હોઇ મંગલં.

***

# મંગલ ભાવના

વંદે મહાવીરં, વંદે મહાવીરમ્.
અકલં સકલં લલિતમહાબલં,
નિત્ય નિર્મલં શ્રી જિનં....વંદે૦
વિશ્વસ્વામિનં નિરુપમનામિનં,
અપુનર્ભવં મંદિરવાસિનં;
વિભાસિનં સ્વગુણવિલાસિનં,
સુખદં શિવદં શ્રીજિનં....વંદે૦

પૂ૦ માણિક્યસિંહસૂરિ

॥ ૐ હ્રીં શ્રી નમો અરિહંતાણં ॥

# મંગલ-મૃત્યુ [સમાધિ મરણ]

## જીવન એક કળા છે તો મૃત્યુ પણ એક મહાન કળા છે.

જન્મ્યા એટલે આપણે બધાય મરવાના જરૂર....એ નિઃશંક સત્ય છે. ઇચ્છા હોય કે ન હોય પણ કાળરાજાથી કોઈ પણ છુટવાના નથી. જન્મ્યા એજ આપણો મોટામાં મોટો ગુનો છે. કાળના ઝપાટામાંથી-મૃત્યુમાંથી જે હંમેશાં માટે છુટી જાય તેજ ખરેખર ધન્યવાદને પાત્ર છે. કિન્તુ તે અવસ્થા મુક્તિ-પંચમગતિ સિવાય બીજા સ્થાને નથી.

જીવ જન્મ્યો એટલે તત્ક્ષણથી જ એને મૃત્યુ લાગુ પડે છે. ક્ષણે ક્ષણે મૃત્યુ સામે ભમી રહ્યું છે, પણ એને દૂર કરવાની શક્તિ કોઈની નથી. ચરમ તીર્થંકર-ત્રણે લોકના નાથ સર્વજ્ઞ શ્રી મહાવીર પ્રભુ એક સમય પુરતું પણ મૃત્યુ અટકાવી શકયા નથી. "ભસ્મરાશિગ્રહ પ્રભુ મહાવીરની હાજરીમાં બેસી જાય તો પ્રભુએ સ્થાપેલ ચતુર્વિધ સંઘને એ ગ્રહની ખરાબ દૃષ્ટિ કંટકરૂપ ન બને" એ માટે ઈન્દ્રે આસન્નમુક્તિગામી પ્રભુ વીરને કહ્યું કે ભગવંત! આપ એક સમય થોડું વધારે રહી જાઓ ત્યારબાદ અર્થાત્ ભસ્મરાશિગ્રહ આપની હાજરીમાં બેસી ગયા બાદ આપ ભલે મુક્તિમાં જાઓ. ત્યારે પ્રભુએ ઉપદેશ્યું કે, આયુઃકર્મ પૂર્ણ થયે મારી-તીર્થંકરની

પણ શક્તિ નથી કે, હું એક સમયે જેટલો અલ્પ કાળ પણ આયુષ્ય વધારી શકું. જુઓ! પ્રભુ વીર પણ સ્વ-સ્થાપિત તીર્થને નિષ્કંટક બનાવવા માટે પણ મૃત્યુને એક સમય માટે પણ દૂર ન કરી શકયા. તો આપણે મૃત્યુથી બચવાના નથી એ ચોક્કસ છે, શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કેઃ-

मृत्योर्विभेषि किं बाल! स च जातं न मुञ्चति।
अजातं नैव गृह्णाति कुरु यत्नमजन्मनि ॥ १ ॥

અર્થાત્ હે બાળક! તું મૃત્યુથી શા માટે ડરે છે? 'મરી જઈશ મરી જઈશ' એવી અશુભ ભાવના જ તને કાયર બનાવે છે. હે માનવ! જો તું મૃત્યુથી ધ્રુજ્યો તો તારામાં અને અણુસમજુ બાળકમાં શું અંતર છે? એટલે તો પૂર્વ મહર્ષિ ભગવંતોએ માનવને બાળક કહ્યો છે, જગત્નો સનાતન નિયમ છે કે "મૃત્યુ જન્મ પામેલાને મુકવાનું નથી જ. અને નહિં જન્મેલાને ગ્રહણ કરવાની એનામાં તાકાત નથીજ." માટે હે મહાનુભાવ! ફરીવાર જન્મવું ન પડે તેના માટે યત્ન કર! આ જગતમાં જન્મ ન જ લેવો પડે એમાં જ આત્માનું ડહાપણ છે. પણ મૃત્યુથી ડરવું કે શોક કરવો, એ મહામૂર્ખતા છે. પણ પોતે જન્મ્યો શા માટે? એવો પુનઃ પુનઃ પશ્ચાત્તાપ કરવો એ ડહાપણ કહેવાય.

એક અંગ્રેજી કવિએ કહ્યું છે કે-એક નાનો બાળક અંધારા ઓરડામાં જતાં જેમ ગભરાય છે, અને ભૂત પ્રેત ચોરાદિની કાલ્પનિક કથાઓથી તેનો ભય વધતો જાય છે. તે જ રીતે માણસો મૃત્યુથી ડરે છે. મૃત્યુ માટે જાત-જાતની

કલ્પનાઓ કરે છે. અને આવા બીકણ મનુષ્યો મૃત્યુ પહેલા જ કાયર બની મૃત્યુના ભયથી જ મરી જાય છે 'Cowards die times before death'

## મૃત્યુથી ગભરાય કોણ ?

જેની આખી જીંદગી ધર્મ–પુણ્યાર્જન વિના નિષ્ફળ ગઈ હોય, પાપોના ભારા બાંધ્યા હોય તેજ મૃત્યુથી ડરે છે. પણ આખા જીવનભર ધર્મની અપૂર્વ સાધના કરનાર પુણ્યશાળી આત્મા શા માટે ડરે ?

સામાન્ય રીતે કહેવત છે કે, "મૃત્યુ એ કાયદો છે, સજા નથી... કે આપત્તિ નથી." અને એ તદ્દન સહજ છે કે, પ્રકૃતિના આ સનાતન નિયમમાંથી સૌ કોઈને પસાર થવું જ રહ્યું.

જન્મ અને મરણનું ભયંકર ચક્ર અનાદિ કાળથી ચાલ્યા જ કરે છે. પણ કર્મક્ષય કરી મૃત્યુ પરના વિજયથી આ ચક્રને જરૂર ભેદી શકાય છે.

"મરના મરના ક્યા કરે, મરી ન જાણે કોય;
મરના એસા કીજીએ, ફીર મરના ના હોય."

## એક દૃષ્ટાંત

એક મહાત્માને તેના એક જિજ્ઞાસુ શિષ્યે આશ્ચર્યપૂર્વક પૂછ્યું કે "ગુરુદેવ! મૃત્યુ એટલે શું ? કૃપા કરી આપ મૃત્યુ વિષે થોડું–ઘણું મને સમજાવો."

ત્યારે મહાત્માએ પણ ગંભીર વચનો દ્વારા આશ્ચર્ય

પૂર્વક સામું પૂછ્યું કે અરે ! તને ખબર છે કે જીવન એટલે શું ? શિષ્ય મૌન રહ્યો ત્યારે મહાત્માએ પુનઃ કહ્યું કે જ્યારે તને જીવનનું પણ પુરતું જ્ઞાન નથી તો 'મૃત્યુ એટલે શું ?' એ શા માટે પૂછે છે ? હું તને આજે મૃત્યુ વિષે નહિ પણ જીવન વિષે સમજાવીશ. કારણ કે જે જીવનને સમજે છે તે જ મૃત્યુને સત્ય રીતે સમજી શકે છે. જીવન એ અદ્ભુત કળા છે તો મૃત્યુ એ અતિ અદ્ભુત મહાકળા છે. જે સત્ય રીતે જગતમાં રહી જીવી જાણે છે તેજ યથાર્થ રીતે મરી જાણે છે.

મહાત્મા પોતાનું વક્તવ્ય લંબાવી રહ્યા હતા. સૂર્યદેવ તો ક્યારની વિદાય લઈ અસ્તાચલ પાછળ છુપાઈ ગયા હતા. ચારે બાજુ ભય ઉપજાવે તેવો ઘોર અંધકાર જામી ગયો હતો. જીવનની કળા ગુરુદેવ સમજાવી રહ્યા છે એ જાણી બધા શિષ્યો પંક્તિબદ્ધ બેસી ગયા.

ચર્ચામાં આગળ વધતાં મહાત્માએ બાજુમાં ઝગમગતા દીવા ( કોડિયા ) ના ધ્યાનમાં જીવનની કળા સમજાવવાની શરૂઆત કરી કે જુઓ બેટા ! આ દીવો માટીથી બનેલો છે. એમાં માટી-પાણી આદિના મીલનથી જે આકાર બન્યો છે તેનું નામ છે કોડિયું (દીવો) ! આપણું શરીર પણ કોડિયાની જેમ માટીનું પુતળું જ છે. પણ કોડિયું એમ ને એમ પડ્યું રહેવાથી એની સાર્થકતા નથી. કોડિયાનું ખરું કાર્ય છે અંધારાને ઉલેચીને પ્રકાશ પાથરવાનું, તેમ આ શરીરની સાર્થકતા અન્યને પ્રકાશ આપી પોતાના જીવનને ધન્ય બનાવવામાં છે.

જેમ આ કોડિયું પણ કપાસ...ઘી, તેલથી પુરાય છે. તેને બળતી દીવાસળીનો કે અગ્નિનો સંયોગ કરાવીને પ્રકાશમય બનાવાય છે, ત્યારે માટીનું બનેલું કોડિયું-દીપક (પ્રકાશ આપનાર) છે. દીવો બનીને અન્યને પોતાના જીવનનો પ્રકાશ આપવો એમાં જ એની ખરી મહાનતા છે. તેમ માનવ-દેહરૂપ કોડિયામાં કર્મવશાત્ પ્રાણ-દીવેટ મુકાય છે. તેમજ શુદ્ધાત્મપ્રેમરૂપ ઘી કે તેલ પુરાય છે. આ બધું મલવા છતાં હજી તેનું જીવન સાર્થક નથી. સદ્‌ગુરુ ભગવંત દ્વારા જ્ઞાનની ચિનગારીનો સંયોગ થયા બાદ એનો પ્રકાશ અન્યને અપાય ત્યારે જ માનવદેહરૂપ કોડિયાની ખરી સાર્થકતા ગણાય.

જો આવા સંયોગો ન મળે, દીવેટ-ઘી-દીવાસળી-અગ્નિરૂપી જ્યોતિનો સંયોગ ન થાય તો એવા કેટલાય કોડિયા બને છે. દેખીએ છીએ કે થોડું જીવી જાય છે ને પાછા તૂટી માટીમાં મળી જાય છે. માનવજીવનરૂપ કોડિયાની પણ આવી જ સ્થિતિ છે. ભક્તિભાવ અને જ્ઞાનની-ગુરુદેવની જ્યોતિ વિના જન્મનાર અને જીવનાર માનવજીવનરૂપ કોડિયાં પણ કેંક આવે છે, અને મૃત્યુ પામી ચોરાસી લાખ જીવયોનિમાં રખડી, ભટકીને તૂટાય છે. એના જન્મથી એક માનવજંતુનો વધારો થયો, ને એના મરણથી કોઈને તેની ખોટ ન દેખાઈ. એ તો આવ્યો ને ગયો. ગયો નહિ પણ પાછો થયો. કોઈ મરી જાય તો કેટલાક કહે છે ને કે "પાછો થયો."

સદ્‌ગુરુના સંયોગ દ્વારા જ્ઞાન ને ભક્તિની પ્રાપ્તિ થવા

બાદ પણ જીવને સતત જાગૃતિ રાખવાની ખાસ જરૂર છે. માનવજીવનના અંતરાત્મામાં જ્વલિત એ જ્ઞાનની ચિનગારી અખંડ જલતી રાખવામાં અવિવેક, અવિનય, મદ કે કચાશ આવી જાય તો જીવન નિષ્ફળ થઈ જાય.

ચર્ચા આગળ ચાલી રહી હતી. ગુરુદેવ પ્રસન્નવદને આટલી વાર સુધી સતત બોલી રહ્યા હતા. જેથી સ્હેજ થાકી પણ ગયા હતા. જરાક થોભ્યા. ત્યાં તો બહારથી એક પવનનો ઝાપટો આવ્યો. પવનનો ઝાપટો આવતાં વેંતજ મહાત્મા ચીસ પાડી ઉઠયા. તેટલી વારમાં તો નજીકમાં રહેલો ઝગમગાટ કરતો દીપક બુઝાઈ ગયો. સર્વત્ર ઘોર અંધકાર છવાઇ ગયું. અને આશ્ચર્ય તો એ થયું કે જેવો દીપક બુઝાયો કે તરત જ મહાત્મા ડૂસકે ડૂસકે જોરથી કરૂણ આક્રંદ ( રુદન ) કરવા લાગ્યા. શિષ્યોએ જાણી લીધું હતું કે ગુરુદેવ ડૂસકા ભરી રડી રહ્યા છે. આટલા દિવસોમાં ગુરુદેવના પ્રસન્ન મુખ પર કયારે પણ ગ્લાનિ, રુદન કે અશ્રુનું જલબિન્દુ પણ જોયું નથી. અને હમણાં રડયા શા માટે ? બધાય શિષ્યો મહાત્માના બન્ને ચરણોમાં પડી વારંવાર પૂછવા લાગ્યા કે ગુરુદેવ ! આપે પ્રથમ ચીસ પાડી અને ત્યારબાદ શા માટે રડો છો ?

બધાય શિષ્યોને એમજ લાગ્યું કે ગુરુદેવને દીપક ઓલવાઇ ગયો તેનું જ દુઃખ છે. નહિં તો જીવનકળા સમજાવતા ગુરુદેવ આટલી વારમાં રડે શા માટે ?

ત્યાં બધાય બોલી ઉઠયા કે ગુરુદેવ ! આ નાનકડો દીપ

કોઇએ બુઝવ્યો નથી પણ પવનના ઝાપટાથી બુઝાઇ ગયો છે. આપ શાંત થાઓ. હમણાં જ એને ફરીવાર પ્રગટાવી દઇએ છીએ. પણ આપ એકવાર શાંત થાઓ.

ચરણોમાં પડેલા શિષ્યોના મસ્તકો ગુરુદેવની અશ્રુધારાથી ભીંજાઇ ગયા હતા. મસ્તકોને ઉંચા કરી, અશ્રુ લુંછી પુનઃ પ્રસન્નવદને ગુરુજી બોલ્યા કે વત્સો! આ દીપક બુઝાઈ ગયો કે પવનનો ઝાપટો આવ્યો એના માટે હું રડતો નથી પણ....

બધાય આશ્ચર્યમાં ડૂબી ગયા કે હવે ગુરુદેવ કહે છે કે "હું દીપક બુઝાઇ ગયો એટલા માટે રડતો નથી પણ" આગળ શું કહે છે તે સાંભળવા બધા આતુર થઈ ગયા.

પણ હું માનવજીવન રૂપ દીપકની દશા માટે રડું છું. પવનનો ઝાપટો આવ્યો તેટલા માટે મેં ચીસ નહોતી પાડી. પણ આજે માનવને મૃત્યુનો પવનરૂપ ઝાપટો આવે છે ને ધ્રૂજી જાય છે. કાયર બની જાય છે. એટલા માટે ચીસ પાડી. જેમ આ દીપક પવનના એકજ ઝાપટાથી બુઝાઇ ગયો તેમ અવિનય, અભિમાન અને પ્રમાદ રૂપ પ્રબલ વાયુમાં માનવની પણ આવી જ દશા થાય તો શું થાય? હું એટલા માટે જ રડી રહ્યો છું.

બધાયની આંખોમાંથી અશ્રુધારા વહી હતી. અશ્રુ લુંછતાં બધાંય એક સાથે બોલી ઉઠયા કે ગુરુદેવ! આપનું કહેવું નિઃશંક સત્ય જ છે. આપે બરોબર દૃષ્ટાંત આપી અમોને સમજાવ્યું છે.

"જુઓ વત્સો! આ માટીના કોડિયાએ પ્રબલ પવનના

ઝાપટા દ્વારા બૂઝાઈ જઈને ખરેખર આપણી ચર્ચામાં ઘણો સાથ આપ્યો. હવે આપણે અધુરી રહેલી ચર્ચાને પૂર્ણ કરીએ. શરીર અને આત્માનો સંયોગ એ કોડીયું અને દીવેટ છે. દીવેટ પુરી થઈ જતાં, છતે તેલે-ઘૃતે અને છતી જયોતિએ કોડિયું બુઝાઇ જાય છે. તેમ માનવજીવનમાં આયુઃ પૂર્ણ થયે, છતાં ધર્મ અને ગુરુસંયોગે પણ મૃત્યુ તો થાય જ છે, એટલે મૃત્યુ તો બધાનું થવાનું જ છે. પુનઃ દીપકમાં દીવેટ પૂરીએ તો પ્રકાશમય થાય છે તેમ....અનાદિકાળથી રખડતા આત્માને પુનઃ પુનઃ સદ્‌ગુરુ કે જ્ઞાનજયોત પ્રકાશમય બનાવે છે.

આ દૃષ્ટાંત ઘણું સમજાવી જાય છે. જો માનવ જીવનમાં જ્ઞાનરૂપ ચિનગારીને અખંડ રાખે તો, મરણ ગમે ત્યારે આવે પણ એની તો પુરેપુરી તૈયારી હોય છે. એ મૃત્યુથી ડરતો નથી, પણ હસે છે.

## જન્મ એ સંસારનું બીજ અને જન્મ થવાનું કારણ કર્મ—

પૂ૦ વાચકપ્રવર ઉમાસ્વાતિ મહારાજા તત્ત્વાર્થ કારિકામાં કહે છે કે जन्मनि कर्मक्लेशैरनुबद्धे० જન્મને જ કલેશ યાવત્ સંસારના કારમા બીજરૂપ બતાવ્યો છે. જન્મ થવાનું મુખ્ય કારણ તો કર્મ જ છે. કર્મ નાશ પામતાં જન્મ પણ પોતાની મેળે જ નષ્ટ થઈ જાય છે.

"दग्धे बीजे यथात्यन्तं, न रोहति यथाङ्कुरः ।
कर्मबीजे तथा दग्धे, न रोहति भवाङ्कुरः ॥"

અર્થાત્ એકવાર બીજ નાશ પામ્યા પછી તેમાંથી અંકુર ફુટી શકતા નથી તેમજ માનવજીવનમાં પણ કર્મબીજ સર્વથા ક્ષય થતાં જન્મ અને સંસાર પણ પુનઃ ઉગતા નથી. અર્થાત્ જીવ મુક્ત બની જાય છે.

માટીના સમૂહરૂપ દેહપિંજરનો નાશ થતાં ભય ન થવો જોઈએ. કારણ કે આત્મા તો જ્ઞાનરૂપ છે. દેહ એ આત્મા નથી; અને આત્મા એ દેહ નથી. બન્ને એક–બીજાથી ભિન્ન છે. મૃત્યુ તો શરીરનું થાય છે. આત્માનું કદી મૃત્યુ થયું નથી અને થાશે નહિ. કર્મસંયોગે જ શરીર અને આત્માનો સંબંધ છે, શરીરના નાશમાં ડરવાનું હોય શું ? ઉલટું જર્જરિત સડેલ દુર્ગંધમય દેહપિંજરના ત્યાગમાં આનંદ આવવો જોઈએ.

## મૃત્યુ એ આફત કેમ ?

જ્ઞાનસ્વરૂપી આત્મા મૃત્યુ માટે સાયકાંગલો બની જાય તો સમજો એ મૃત્યુને આફતરૂપ બનાવી દે છે. એની બધીયે સાધના " દળી દળીને ઢાંકણીમાં " જેવી બની રહેશે. આ જન્મની સાધનાનો તાર નવા જન્મની સાધના સાથે અખંડપણે સંકળાઇ નહિં રહે. એ તાર તુટી જશે. પુનઃ તે સાધનાના તાર સાંધતા ઘણો સમય લાગી જશે. મૃત્યુ સમયે અશુભ વિચારોમાં એ કયાં જશે એ કોને ખબર ? માનવભવ એનાથી કેટલો દૂર રહી જશે એ પણ કોને ખબર ? આ જન્મની સાધનાને વિસ્મૃતિના પડદા અટકાવ-

રૂપ બનશે. તે પડદાઓને ઉલેચી પુનઃ જાગૃત કરવા એકડે એકથી પુનઃ પાઠ શીખવો પડશે.

## હા પુન્યનું ફળ મૃત્યુ બાદ મળે છે.

પણ જો મૃત્યુને મહોત્સવ સ્વરૂપ માનવામાં આવે અને આત્માને શુદ્ધ ભાનમાં રાખવામાં આવે તો તે આત્માનો બેડોપાર સમજવો. જુના મકાનને તજીને નવા મકાનમાં જવાને વખતે લોકો ઉત્સવ કરે છે. તે મુજબ આ દેહને ત્યજી જવામાં ઉત્સવ માનવો જોઈએ. આત્મસ્વભાવમાં સ્થિર રહીને કુટુંબીજનોને પારકા માનીને જે મૃત્યુ પામે છે તેને તેનું સુંદર ફળ સદ્‌ગતિ મળશે. આપણે જિંદગીમાં ઘણાંય સત્કાર્યો કરી પુણ્ય ઉપાર્જન કર્યું હોય પણ એ પુણ્યનું ફળ તો મૃત્યુ પછી જ મળે છે. આત્માનો ખરો આનંદ જો કાયમ ટકાવવો હોય તો મૃત્યુ સમયે સાબદા બની જવું જોઈએ. રાગદ્વેષ, કામ–ક્રોધને તજી દઈ છ કાયના જીવોને ક્ષમાપના આપી ચાર શરણા સ્વીકારી લેવા જોઈએ. અને આવા સુંદર વિચારે આનંદ જ પ્રગટવો જોઈએ. આવા વિચારોમાં આત્માને ભય ક્યાંથી હોઈ શકે ? બસ....આવા મરણનું બીજું નામ છે પંડિત (સમાધિ) મરણ. અજ્ઞાનીના મૃત્યુને બાલમરણ કહેવાય છે. જયવીયરાય પ્રાર્થના સૂત્રમાં પણ પ્રાર્થના છે:

### સમાધિ મરણ

"સમાહિમરણં ચ બોહિલાભો અ, સંપજ્જઉ મહ એઅં તુહ નાહ ! પણામકરણેણં." (પ્રાર્થના સૂત્ર)

જિનેશ્વર ભગવંતોની આગળ પણ સમાધિમરણની પ્રાર્થના કરવાની કહી છે કે— હે પ્રભુ ! આપને પ્રણામ કરવાના ફળ તરીકે મને સમાધિમૃત્યુ મળો. અને તરત જ કહ્યું કે એની સાથે બોધિબીજનો પણ લાભ મળો. આ કેટલી ઉચ્ચ માંગણી છે ? બસ જીવનની અંત ઘડીઓ સુધરી ગઈ તો તેનો આત્માનંદ કાયમ ટકવાનો, અને શુભગતિમાં અવશ્ય જવાનો, ક્રમે કરી મૃત્યુ પર પણ જરૂર વિજય મેળવવા શક્તિશાળી બનવાનો. આપણે પણ દરરોજ પ્રભુ વીતરાગ પાસે પણ આવા સમાધિમૃત્યુની માંગણી કરવાની છે !

ગમે તેમ થાય પણ આત્માને કાયમી આનંદમાં રાખવા માટે ગમે ત્યારે મૃત્યુ પર વિજય મેળવવો રહ્યો. મૃત્યુ વિનાના જીવનની કલ્પના કરીશું તો જીવન એક બોજા રૂપ લાગશે; મૃત્યુ છે તો જ જીવવનું મૂલ્ય સમજાય, અંધકારના અસ્તિત્વમાં જ પ્રકાશનું મૂલ્ય જણાય. આપણે દિવસભર કામ કરી થાકી ગયા બાદ ઉંઘ-નિદ્રા દ્વારા જેમ સ્ફુર્તિ-શાંતિ પ્રાપ્ત કરીએ છીએ તેમ મરણ દ્વારા જીવનનો થાક ઉતરે છે. અને પરભવમાં બીજા જીવનનો આનંદ મળે છે.

જો મૃત્યુ હસતે મોઢે ગ્રહણ કરે. શુભ ધ્યાનમાં મૃત્યુ પામે તો જ એની સાધના કાયમી રહે તે આપણે આગળ કહી ગયા છીએ. હવે મૃત્યુ સમયે આત્માને શુભ ધ્યાનમાં રાખવા માટે નિમ્નોક્ત પાંચ વિચારો કેળવવા જરૂરી છે.

(૧) દશ દષ્ટાંતે અતિદુર્લભ આ માનવભવ મને મળ્યો છે. હું તો કેટલો ભાગ્યશાળી છું ? જેને દેવતાઓ પણ

પળે પળે ઇચ્છે છે તે માનવભવ હું પામ્યો છું.

(૨) સર્વજ્ઞ શ્રી વીતરાગ ભગવંત મારા દેવ છે; અને પંચમહાવ્રતધારી સંયમી સાધુ ભગવંત મારા ગુરુ છે અને જિનેશ્વર ભગવંતોએ ભાષિત જૈનધર્મ એજ મારો ધર્મ છે.

(૩) મેં આખી જિંદગી મોજશોખમાં ગુમાવી. હવે પરલોકમાં મારું શું થશે ?

(૪) ખરેખર કુટુંબ-વૈભવ આદિના સંબંધો ચાર દિવસની ચાંદની જેવા છે.

(૫) હવે મારે ચાર શરણાં સ્વીકારી લેવા જરૂરીજ છે. ચોરાસી લાખ જીવયોનિમાં રહેલા બધાય આત્માઓને મારે ખમાવી લેવા જોઇએ; દુષ્કૃતગર્હા કરવી જોઇએ. સુકૃતોની અનુમોદના કરવી જોઈએ. ભાવવાહી સ્તવનાદિનો સ્વાધ્યાય કરવો જોઇએ.

બસ 'આ રીતે જીવ જો સતત જાગૃતિ રાખે તો એનું' મૃત્યુ....'મંગલ-સ્વરૂપ' બની જાય છે.

"શિવમસ્તુ સર્વજગતઃ"



# પાંચ પ્રશ્નો

[ પ્રભુના સેવકે સવારમાં ઊઠતાં નવકાર મંત્રનું સ્મરણ કરીને પોતાના આત્માને પાંચ પ્રશ્નો પૂછવા. ]

**પ્રશ્ન ૧. હું કોણ છું ?**

ઉત્તરઃ હું શરીર નથી, શરીરધારી આત્મા છું. શરીરથી જુદો, અનંત જ્ઞાનનો ભંડાર, અનંત સુખથી ભરેલ અવિનાશી આત્મા હું છું.

**પ્રશ્ન ૨. ક્યાંથી આવ્યો ?**

ઉત્તરઃ ચાર ગતિમાં ભટકતાં ક્યાંકથી આવ્યો છું.

**પ્રશ્ન ૩. ક્યાં જઈશ ?**

ઉત્તરઃ આ જીવનમાં કરેલાં સારાં ખોટાં કર્મોના ફલને ભોગવવા કોઈ ગતિમાં આયુષ્ય પૂરું કરીને ચાલ્યો જઈશ.

**પ્રશ્ન ૪. હું શું કરું છું ?**

ઉત્તરઃ આત્માને ભૂલીને શરીરને પોષવા, પાંચે ઇંદ્રિયોના મનગમતા વિષયો ભોગવવા અને ધન કમાવા માટે દિવસ-રાત્રિ ઉદ્યમ કરી રહ્યો છું.

**પ્રશ્ન ૫. મારે શું કરવા લાયક છે ?**

ઉત્તરઃ અઢારે પાપસ્થાનકને છોડીને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મુજબ ઉત્તમ પ્રકારનાં ધર્મનાં કામો મારે હંમેશાં કરવા લાયક છે. મનુષ્ય જીવનમાંથી આત્મા પરમાત્મા બની શકે તેમ છે. પરમાત્માના માર્ગે ચાલવા માટે ઉત્તમ ધર્મ-

ક્રિયા અને તત્ત્વજ્ઞાનનો અખંડ અભ્યાસ મારા જીવનમાં હંમેશાં કરવા લાયક છે.

***

## તારું શું થશે?

હે આત્મન્! ભવાંતરથી લાવેલ પુણ્ય ખાઈ જાય છે, નવું પુણ્ય ઉપાર્જન કરવાના રીતસરના ઉદ્યમ કરતો નથી,

**પરભવમાં તારું શું થશે?**

માયામાં મૂંઝાયો, મમતામાં મરાયો, તૃષ્ણામાં તણાયો, આશામાં અટવાયો, જીવન વહી જાય છે,

**વિચાર કર, તારું શું થશે?**

વિષયોના અપવિત્ર ખાડામાં ખૂંચ્યો, વિષયોની કારમી જાળમાં જકડાયો, ધર્મને હૈડે ધર્યો નહિ,

**ધર્મ વિના તારું શું થશે?**

પાપકાર્યોમાં હોંશિયારી, ધર્મના કાર્યમાં ઉત્સાહ વિનાનો, પ્રમાદનો પાર નહિ, આત્મકલ્યાણમાં આળસ,

**તારું શું થશે?**

દેવગુરુને બરાબર ઓળખવા નહિ, એમની ઉત્તમ સેવાથી વંચિત રહેવું, ધર્મની જરૂરીઆત ઉપર ધ્યાન આપતો નથી, આગળ પાછળનો વિચાર કર, સમજ, નહિ તો,

**તારું શું થશે?**

કંચન ને કામિની, બે જ જીવનના આદર્શ માન્યા, એની પાછળ જીવનની સર્વ શક્તિઓ હોમે છે, પરમાત્માના

જગતશ્રેષ્ઠ તત્ત્વને ઓળખવા, જીવનમાં ઉતારવા જરા પણ વિચાર કે પ્રયત્ન કરતો નથી.

તો ચેતન! તારું શું થશે?

પાંચે ઇન્દ્રિયોની પરવશતામાં પડી, મોજશોખમાં લીન બની અનેક દોષોમાં જાણ્યે અજાણ્યે સપડાઈ જાય છે. રે! ઇન્દ્રિયોના ગુલામ! વિષયવૃક્ષના કીડા! તારું શું થશે?

વ્યસનો વહાલાં લાગે છે, આરંભાદિકમાં આગળ વધવામાં જ પ્રગતિ માને છે, વિષયોસમાં આથડતા પામર જીવ! તારું શું થશે?

[ દરેક આત્માર્થીએ એકાંતમાં પોતાના આત્માને આ પ્રશ્નો પૂછવા, એનો જવાબ લેવો, શુભ માર્ગમાં નિશ્ચળ બનવું. સર્વે પરમ કલ્યાણ પામો!!!! ]

***

## ત્યારે તું શું કરીશ?

હે બુદ્ધિમાન માનવ!

જ્યારે શરીર રોગોથી ઘેરાઈ જશે, વહાલાંઓના અનેક પ્રકારના ઉપાયો અફળ થશે, વૈદ-ડાક્તરો પોતાના છેલ્લા ઉપાયો અજમાવી હાથ ખંખેરશે, સૌ સ્નેહીઓ ગમગીન બનશે, છેવટની ઘડીઓ ગણાવી હશે,

ત્યારે તું શું કરીશ?

શ્વાસ ઘૂંટાતો હશે; નાડીના ધબકારા જુદા હશે, કોઈ

અનેરા ભણકારા વાગતા હશે, દશે દિશામાં નાગી નજર નહિ પહોંચે, રક્ષણ કરનાર કોઈ દેખાશે નહિ,

ત્યારે તું શું કરીશ ?

પાપના પોટલા બાંધી પેદા કરેલા ધનના ભંડાર, મોટા બંગલા, મોટર, બગીચા, કારખાનાંઓથી એક ક્ષણમાં સદાને માટે જુદા પડવાનો અણધાર્યો અવસર આવી લાગશે,

ત્યારે તું શું કરીશ ?

પ્રાણથી વહાલી માનેલી પત્ની, કુમળાં બાળકો અને સ્નેહી સગાંવહાલાંના મીઠા સહવાસમાંથી હંમેશના માટે છૂટા પડવાનો કારમો સમય આવી પહોંચશે,

ત્યારે તું શું કરીશ ?

અથવા તો :—

માથે ટાલ પડશે, કાનથી ઓછું સંભળાશે, આંખે બરાબર સૂઝશે નહિ, પાણી ટપકયા કરશે, નાકમાંથી લીંટ ચુયા કરશે, મોઢામાંથી લાળ જતી હશે, ઉધરસ અને દમથી છાતી ભરાઈ ગઈ હશે, હાથ-પગની શક્તિ નરમ પડી હશે, કમર વળી ગઈ હશે, લાકડીના ટેકા વિના ચાલવું ભારે થઈ પડયું હશે, સહુ હાડ હાડ કરશે, સર્વથા પરવશ બની જવાશે, જીવન અકારું લાગશે, સ્વભાવ ચીડિયો બની જશે, એક પણ ધારણા સફળ નહિ કરી શકાય, દુઃખમાંથી છૂટવા મોતની ઈચ્છા રાખવાના પ્રસંગો આવશે,

હે વિચારક પ્રાણી !

આવું બધું બનતું દુનિયામાં રોજ નજરે જોવાય છે. ભલભલાની પણ આવી સ્થિતિ બનતી તાશ જોવામાં આવે છે. જુવાનીના જોરમાં અને ધનવાનપણાની મદાંધતામાં મહાલનારના આ જન્મમાં પણ બુરાહાલ થતા નજરે જોયા છે. તારી આ દશા નહિ જ આવે એવા ખોટા ભરોસે રખે બેસી રહેતો !

વિષમ અવસ્થા વખતે દીનતા ન આવે, પોકાર ન કરવા પડે અને અશાંતિમાં પણ શાંતિ અનુભવાય એ માટે અત્યારથી કંઈક વિચાર કરી લે. પાણી પહેલાં પાળ બાંધનાર સમજદાર ગણાય, પાળ બાંધી નહિ અને પાણી ભરાયું, તળાવ ફાટયું; અને પીધ ચારે બાજુ વહેવા માંડયા તે વખતે પાળ નહિ બંધાય-બાંધ્યું મનમા રહી જશે, મનોરથો માટીમાં મળી જશે, આશા નિરાશામાં ફેરવાઇ જશે, તે વખતે પસ્તાવાનો પાર નહિ રહે, સારી અવસ્થામાં મળેલી શક્તિઓનો સદુપયોગ કરી લેવા માટે વિચાર કર, સર્વ અવસ્થામાં કામ આવે અને સર્વ સ્થળે નિશ્ચિંત બનાવે એવું ભાતું ભરી લે; પ્રમાદનિદ્રામાંથી જાગરણમાં આવી જા, પછી કોઇ પણ અવસ્થા તને સતાવશે નહિ, સદા સુખ અને શાંતિ તને છોડશે નહિ. પૂરેપૂરા આનંદને અનુભવનારો બની જઈશ.

આત્મતારક ધર્મક્રિયાઓ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ આ બંને સાચા આનંદ આપનારા ઊંચામાં ઊંચા સાધનો છે. એનો આશરો અહોનિશ લઈ કલ્યાણ સાધ.

શાંતિ સદાય તને વરશે.



## હવે ચેતવું છે?

પુણ્યવાન પ્રાણી! આત્માની ઓળખાણ વિના તેં ઘણો કાળ એળે ગુમાવ્યો— હવે ચેતવું છે!

ગર્ભાવાસમાં નવ મહિના ઊંધે માથે લટક્યો, બાળપણું ધૂળ અને વિષ્ટા ચૂંથવામાં, યુવાની ઉન્માદમાં, વૃદ્ધાવસ્થા ચિંતામાં પસાર કર્યો— હવે ચેતવું છે!

રોગો આક્રમણ કરે છે, મનની પીડા વધતી જાય છે, જરા-રાક્ષસી ભરખી લેવા મુખ પહોળું કરી રહી છે, યમ-રાજની કારમી તલવાર માથે ઝઝુમી રહી છે—

હવે ચેતવું છે!

ધન માટે ઘણું ધાયો, ઇંદ્રિયોની ગુલામી ઘણી કરી, પ્રેમદાના (નારીના) પ્રેમપાશમાં ફસાયો, કુટુંબના સ્વાર્થી સ્નેહમાં મૂંઝાયો, આત્માની સંભાળ લેવા ક્ષણ માત્ર વિચાર કર્યો નહિ— હવે ચેતવું છે!

મમતામાં મૂંઝાયો, રાગથી રંગાયો, દ્વેષમાં ડુબ્યો, ક્રોધમાં કૂટાયો, માનથી મરાયો, માયાજાળમાં જકડાયો, લોભમાં લપટાયો— હવે ચેતવું છે!

પ્રભુને ભૂલ્યો, સંતસેવા કરી નહિ, સત્સંગ સાધ્યો નહિ, ઇંદ્રિયોને અંકુશમાં રાખી નહિ, આયુષ્ય થોડું, ઉપાધિ ઘણી, ચેતન! હવે ચેતવું છે!

હજુ હાથમાં બાજી છે. આત્મા પ્રત્યે દૃષ્ટિ ફેરવવા પ્રભુના માર્ગનો વિચાર કર. ત્યાગ, તપ, વૈરાગ્ય, સત્ય

સંયમ, શાંતિ, ક્ષમા, દયા, આદિ ગુણરત્નોને મેળવવા માટે આજથી જ તૈયાર થઈ જા. સુંદર ધર્મક્રિયાઓ અને ઉત્તમ તત્ત્વજ્ઞાન આ બંને સાધનોથી તરી જવાશે. એને મેળવવા સાચો ઉદ્યમ કર, આખરે વિજય આત્માનો છે.



## તે વખતે તારું કોણ?

ભાગ્યવાન માનવ! અતુલ શરીરબળ, અધિકારબળ, પરિવારબળ આદિ અનેક બળ મળવાથી મદમસ્ત થઈને ફરે છે, કોઈની શિખામણ સાંભળવા તૈયાર નથી, પરમાત્માનું નામ ગમતું નથી, સંત પુરુષોની સંગતિ કરતો નથી, જીવનને ઉંધા માર્ગે ચડાવી રહ્યો હોવા છતાં પોતાને હોંશિયાર માને છે. પરલોકને ભૂલીને આ લોકમાં જ મહાલવા માટે સર્વ ઉદ્યમ આચરી રહ્યો છે, આત્માના વિચારને લેશ માત્ર હૈયામાં લાવતો નથી, ધર્મની વાતોને નકામી માનીને, ધર્મની આરાધના કરનારને ઘેલા ગણીને તે તરફ સહેજ માત્ર અંતરંગ પ્રેમ દાખવતો નથી. માનવજીવનની સફળતા માટે સંત પુરુષો જે માર્ગ બતાવે છે તેનાથી ઉલટા રાહે ચાલવા છતાં પોતાનો જ માર્ગ ડહાપણ ભરેલો માને છે.

### પણ હું તને પૂછું છું કે—

નાશવંત શરીરમાં અનેક દર્દોનું આક્રમણ થશે, સ્નેહીઓના સર્વ ઉપચારો સફળ નહિ બને, બલવંતા ડૉક્ટર દાક્તરો [illegible] ઉપાયો કરવા છતાં નિષ્ફળ

નિકટનાં સગાં ઉદાસીન ચહેરે તારા સામે જોઈને આંસુ સારશે-
તે વખતે તારું કોણ?

અંતર મૂંઝાતું હશે, શ્વાસોશ્વાસની ગતિ અટકી હશે, કોઈ અકથનીય દશા અનુભવાતી હશે, ચારે દિશામાંથી નિરાશાનાજ સૂર સંભળાતા હશે, ધારણા ધૂળમાં મળતી જતી હશે; મનના મનોરથ મનમાંજ મરી જતા હશે—
તે વખતે તારું કોણ?

પાપની પરવા રાખ્યા વિના અનેક ખોટાં કામો કરીને મેળવેલા પૈસા, મકાન, બગીચા, મોટર, માળા, મિલ, જીન, પ્રેસ આદિ મનગમતી વસ્તુઓ કાયમના માટે મૂકી દેવાનો અવસર અચાનક આવી લાગશે-તે વખતે તારું કોણ?

માતા, પિતા, ભાઈ, બહેન, પત્ની, પુત્ર, પુત્રી આદિના આનંદદાયક સહવાસ તમારે છોડવાની ફરજ પડશે—
તે વખતે તારું કોણ?

માન કે ન માન. પણ ત્રણ દુશ્મનો તારી પાછળ છળ જોતા ફરે છે. રોગ, જરા અને મરણ-આ ત્રણમાંથી એકના ઝપાટામાં આવી ગયો, એટલે અભિમાનના ચૂરા થઈ જવાના, અહીંની સઘળી મહેનત ફોગટ થઈ જશે. માટે અંતરથી વિચાર—
તે વખતે તારું કોણ?

બુદ્ધિના ભંડાર! આ બધાનો જવાબ તને મોહની મૂંઝવણના કારણે ન સૂઝે, તો હું કહું છું! તે વખતે તારો સાથી એક ધર્મ છે. અન્ય કોઈ સાચું શરણું આપી શકે તેમ નથી. જીવન ઉજળું બનાવે, રોગ વખતે આર્તધ્યાન

ભુલાવે, ઘડપણમાં હાડહાડ થવાનો અવસર ન આવે, અને સમાધિ સહિત મરી શકાય, આ બધી શક્તિ ધર્મમાં છે.

અત્યારથી "જાગ્યા ત્યારથી સવાર માનીને ઉત્તમ પ્રકારના ધર્મની આચરણા કરવી એ અતિ હિતકર છે.

ધર્મ સર્વત્ર રક્ષણ કરનાર છે, એમ બરાબર રૂચી જાય તો એના પ્રત્યે અરુચિ કે બેદરકારી ન રખાય.

આત્માના વિકાસ માટે ધર્મની આરાધના જીવનની દરેક ક્ષણે જરૂરી છે. જગતનાં સર્વ સાધનો કરતાં ધર્મનાં સાધનો કીંમતી છે. પૂર્વે કરેલી ધર્મ-આરાધનાના પ્રતાપે અહીં આનંદ છે. અહીં આરાધના વિના જીવન પસાર કરીશ, તો સંસારની અજાણી મુસાફરી મુશ્કેલીભરી થઇ જશે.

ચિત્તથી ચેતીને પોતાની ઉત્તમ કુલમર્યાદા સાચવી સુંદર ધર્મની આચરણા કરવા તૈયાર થા, પછી કશી ચિંતા નથી.

સંસારના સર્વ જીવો પરમ શાંતિ અનુભવો !!



## નિરંતર વિચારવા લાયક સુંદર ભાવના.

૧. શરીર, પૈસાટકા, વિલાસનાં સાધનો અને કુટુંબ-પરિવાર આ બધું નાશવંત હોવાથી સમજુ આત્માએ એના પ્રત્યે પ્રેમ રાખવા જેવો નથી, જેમ બને તેમ મોહ ઘટાડવા ઉદ્યમી થવું.

૨. સંસારભરનો કોઈ પણ પદાર્થ આ જીવને રોગ, જરા, મરણ વગેરે આફતના અવસરે સાચું શરણ આપી

૮. સંસારના સર્વ જીવોને હું ખમાવું છું. તે સહુ મને ક્ષમા આપો. મને કોઇના પ્રત્યે રોષ નથી. ટૂંકી જીંદગીમાં કોઈની સાથે મારે વેર રાખવું નથી. અનેક ગતિઓમાં રહેલા બધા જીવો મારા મિત્રો છે, સર્વે સાચા સુખના સાધનારા થાઓ!

૯. ગયા ભવોમાં કે આ ભવમાં જે કાંઇ પાપ મનથી વિચાર્યું હોય, વચનથી બોલાયું હોય, કાયાથી કરાયું હોય તેનો હું પશ્ચાત્તાપ કરું છું.

૧૦. જ્યાં સુધી જન્મ લેવો પડે ત્યાં સુધી, સર્વ દોષ-રહિત દેવ, આત્મલક્ષ્ય પ્રત્યે દોરનાર સદ્‌ગુરુ, સુંદર શાસ્ત્રનો અભ્યાસ, અને આત્મવિશુદ્ધિના લક્ષ્યપૂર્વક ધર્માનુષ્ઠાન, મને નિરંતર પ્રાપ્ત થાઓ!

૧૧. દુનિયાનાં સર્વ પ્રાણીઓ અધર્મથી બચો! સન્માર્ગમાં પ્રવૃત્ત થાઓ! સદ્‌બુદ્ધિ પામો! સંસારના ભયાનક દુઃખોથી બચીને પરમ શાંતિ પામો! પરમાત્મશાસન પ્રત્યે અખંડ પ્રેમવાળા બની પરમ કલ્યાણ સાધો!

卐

## ભાવ ઔષધ.

[ રોગાદિ પીડાથી શરીર ઘેરાયેલું હોય ત્યારે શાંતિ પામવા માટે વિચારવું. ]

હે ચેતન! તું શાશ્વત છે, અનાદિ છે, અનંતકાળથી તું આ દુઃખમય સંસારમાં ફર્યા કરે છે, જન્મવું, મોટા

થવું, પિંડ પોષવો, માનમાનમાં લીન થવું, વિષયોમાં આસક્ત બનવું, માંદા પડવું, દુઃખી થવું, ઘરડા થવું, છેવટે મરી જવું, આવું તું અનેકવાર કરતો આવ્યો છે.

વાત તો શું! ગર્ભાવાસમાં નવ નવ મહિના અંધારી અંધારી કોટડીમાં ઊંધા માથે તેં કાઢ્યા. નીચે જઠરાગ્નિનો ભયંકર અગ્નિ, એ ભયંકર ભઠ્ઠીમાં તું અતિ દુઃખદાયી રીતે સેકાયો, સાડા ત્રણ ક્રોડ સોય તપાવીને લાલચોળ કરી એક માણસના શરીરમાં એક સાથે ઘોંચી દેવામાં આવે, તેની જેટલી પીડા થાય એના કરતાં આઠ ગણી પીડા તે ગર્ભાવાસમાં સહન કરી, ત્યાર પછી જન્મ વખતની પીડાનો પાર નહિ અને મરણની કારમી પીડા. આ બધું જ્યાં સુધી સંસારમાં રઝળે છે ત્યાં સુધી તારી પાછળ પડેલ જ છે.

તું ઇચ્છીશ કે નહિ ઇચ્છે, પણ સંસારમાં જન્મ્યા પછી મરણ છે જ, અને અંતિમ મરણ ન આવે ત્યાં સુધી મરણ પછી જન્મ પણ છે જ. રેંટમાળની ઘડીઓ ભરાય અને ઠલવાય તેમ તું આયુષ્ય-જળ લઇને એક ભવમાં આવ્યો, આયુષ્ય પૂરું કર્યું, નવા ભવનું આયુષ્ય બાંધ્યું અને ચાલ્યો.

સમયે સમયે જીવ સાત કર્મ બાંધે, આવતા ભવનું આયુષ્ય બાંધતી વખતે આઠ બાંધે, અબાધા પૂરી કરે, આયુષ્ય બાંધ્યા પ્રમાણે અન્ય ગતિમાં ચાલ્યો જાય. આ સંસારનો સનાતન ક્રમ, એમાં ફેરફાર કરવાની શક્તિ કોઇનામાં નથી. આત્માનો નાશ કદી નથી. જે શરીરને તું મારું મારું કહે છે ને માને છે તે તારું નથી. "પોપટ! પિંજર

નહિ તારું, અંતે ઊડી જવું પરબારું." એ શરીરને આ જન્મમાં આવ્યો ત્યારે તું લાવ્યો ન હતો, જવાનો ત્યારે લઈ જઈ શકવાનો નથી. આ જન્મમાં આહારાદિ વડે તેં એને પોષ્યું છે. સાચવવા, વધારવા, ફૂલાવવા, પંપાળવા માટે એની પાછળ તેં ઓછી મહેનત નથી કરી.

વિચાર તો કર ! કેટલું ખાધું ? કેટલું પીધું ? કેટલું પહેર્યું ? કેટલું ઓઢયું ? કેટલું ભોગવ્યું ? પોતે આ ભવમાં જ જેટલું ખાધુંપીધું છે તે બધાંનો ઢગલો તારી સામે કરવામાં આવે તો એમ જ થાય કે આપણે રાક્ષસ કરતાં પણ ભયંકર છીએ. આટલું કરવા છતાં શરીર તો દુર્જન મિત્ર જેવું જ છે. "ખાવામાં હુશિયાર અને કામ કરવામાં નાદાર" એ એની હંમેશની કુટેવ છે.

શરીર કોઈ દિવસ આપણું થયું નથી અને થવાનું નથી. એને જેટલી કુટેવો પાડવામાં આવશે, એટલી આત્માને ભારે થઈ પડવાની છે. શરીરના મોહમાં મૂંઝાઇ ભક્ષ્યાભક્ષ્યનું ભાન ન રાખવું એ આત્માની અધોગતિનો રસ્તો છે. શરીર સાથે નહિ આવે. અહીં જ પડયું રહેશે. બાળવાને લાયક જ રહેવાનું. ગમે તેવી સંભાળ છતાં અશુભના ઉદયે એમાં વિક્રિયા થયા જ કરવાની. આ વિષયમાં અનેક દૃષ્ટાંતો વિચારવાં જેવાં છે.

છ ખંડના માલિક સનત્કુમાર ચક્રવર્તી અતિશય રૂપવાળા હતા. ઇંદ્રસભામાં એમનાં રૂપમાં વખાણ થાય છે. દેવતાઓ પરીક્ષા કરવા આવે છે. બ્રાહ્મણનું રૂપ લઇ રૂપ જોવા જાય

દેવો કોને પ્રશંસે? 'દેવા વિ તં નમંસંતિ જસ્સ ધમ્મે સયા મણો' જેનું ધર્મને વિષે હંમેશાં ચિત્ત રંગાયેલું હોય તેને દેવતા નમસ્કાર કરે છે. પોતાનામાં સત્ત્વ વિના દેવતા પણ સહાય કરે નહિ. સનત્કુમાર મુનિની પ્રશંસા સાંભળીને બે દેવતા પરીક્ષા કરવા માટે વૈદ્યનું રૂપ લઈને આવે છે. મુનિરાજને કહે છે 'અમે વૈદ્ય છીએ. આપની ચિકિત્સા સારામાં સારી રીતિએ કરી શકીશું. અમારી દવાથી આપના રોગ નિર્મૂળ થશે. કંચન જેવી કાયા બની જશે.' આવી અનેક લાલચો આપે છે.

આ સ્થાને આપણા જેવા આત્માની શી દશા હોય? કોઈ વૈદ્ય જેવું નામ ધરીને જ આવ્યો હોય તેનેય 'બૂડતો માણસ તરણાને વળગે' એની માફક બોલાવવા માટે મન ઊંચુંનીચું થાય, બોલવીને ઉપચાર કર્યે જ છૂટકો, મટે કે ન મટે એ તો કર્માધીન, પણ વિહ્વળતાનો પાર નહિ. આ સ્થિતિમાં આત્મકલ્યાણ આવવું કઠિન જ હોય.

આ મહાપુરુષ સનત્કુમાર ઋષિ તો પેલા બંને દેવોને કહે છે, 'રોગ બે પ્રકારના હોય છે: શારીરિક અને માનસિક અથવા દ્રવ્ય રોગ અને ભાવ રોગ. માનસિક અથવા ભાવ રોગ ક્રોધ, માન, માયા, મમતા, લોભ, રાગ, દ્વેષ, આત્મશ્લાઘા, પરનિંદા, સુખશીલતા, જુગુપ્સા, દીનતા, લાલચ, ક્ષુદ્રતા, આહારાદિસંજ્ઞા વગેરે એકઠા મળીને અનંતા કાળથી આત્માને સતાવે છે. એ રોગ મટાડવાની શક્તિ જેનામાં હોય તેજ સાચા વૈદ્ય કહી શકાય.

વૈરાગ્ય આવ્યા સિવાય રહે નહિ, મૂંઝવણ ઊભી ન જ રહે, અનુકૂળતાની ઈચ્છા ઊડી જાય, પ્રતિકૂળતાને સહવા માટે ખડા પગે હોશિયાર રહેવાય.

મરજી મુજબ ખાવુંપીવું કોને ન ગમે ? પણ એ મળી જવાથી શું ? જે સુખ આવે છે, તે પૂર્વના પુણ્યનો ક્ષય કરવા આવે છે અને દુઃખ કે પીડા પૂર્વના પાપનો નાશ કરવા આવે છે. માટે રાજી ક્યારે થવું ? સુખ આવે ત્યારે કે દુઃખ આવે ત્યારે ? પરમાત્માનું શાસન જેના હૈયામાં વસ્યું હોય તેને સુખમાં ગભરામણ હોય અને દુઃખમાં જાગૃતિ હોય ! જ્યારે પુદ્‌ગલાનંદી પામર જીવડાને સુખમાં ઘેન અને દુઃખમાં બેચેની હોય. આનું નામ ભાવરોગની ભયંકરતા અને આત્માની પરવશતા.

ગજસુકુમાર સંભારો. દેવકીજીના એ આઠમા પુત્ર. માતાની હોંશ પૂરી કરવા કૃષ્ણ મહારાજે દેવને આરાધીને ભાઈ મેળવેલો. શરીર અતિ સુકુમાળ. પ્રભુશ્રી નેમિનાથ સ્વામીના ઉપદેશથી વૈરાગ્યનો રંગ લાગ્યો. સંયમ લીધું. કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. સોમિલ સસરો આવ્યો. દ્વેષ થયો. મુનિના માથે માટીની પાળ બાંધી. એમાં ધગધગતા ખેરના અંગારા ભર્યા. વિચાર તો કર ! આ પીડા ઓછી છે ? એકાદ નાનકડો અંગારો ભૂલથી પગે ચંપાઈ જતાં શું થાય છે ? વધારે ગરમ થયેલું પાણી પણ શરીરને અડી જાય તો ત્રાસ થાય. અરે; કોઈને દાઝી ગયેલાં જોઈએ તો પણ ત્રાસ થાય, તો આ દશામાં ઉભા કઈ રીતિએ રહેવાય ? કહો કે એક જ

પરમાત્માના શાસનના અનુપમ બળ વડે જ.

શરીર એ હું નહિ. હું જુદો અને શરીર જુદું. શરીરનું તે મારું નહિ અને મારું તે શરીરનું નહિ. એ ભાવના જેનામાં રોમેરોમે પ્રગટી ગઈ હોય એ જ વીર આત્મા આવા પ્રસંગે સ્થિરતા અને ધીરતા રાખી શકે છે. આવા પ્રસંગે રોષ આવવાને બદલે સમતા આવે છે. વગર વાંકે માથા ઉપર અંગારા ભરનાર ઉપર કેવા વિચારો આવે? ક્રોધને આવવા માટેનો આ તો સારામાં સારો પ્રસંગ છે. કાંઈ ન બને તો પણ મનમાં ને મનમાં દાઝ ચડયા વિના રહે જ નહિ. એવા જ સમયમાં સસરાને ઉપકારી માનવા અને અન્ય સસરા તો કેવળ તુચ્છ અશાશ્વતી પાઘડી બંધાવે પણ આ સસરાએ તો મુક્તિની પાઘડી બંધાવી એમ વિચારી એને ઉપકારી માનવા જેટલી દશા આવવી એ જેવીતેવી ધીરતાનું કામ નથી. જ્ઞાનની, ડહાપણની, તપની, ક્રિયાની કે કોઇપણ ઉત્તમ વસ્તુની સફળતા આમાં જ છે. આવા પ્રસંગો સંસારમાં અનેક વાર આવે છે, પણ જે પ્રસંગે આત્મા પોતાના ભાનમાં હોય છે, તે પ્રસંગને જ આવકાર-દાયક માનવો જોઈએ. પરિણામે આઠે કર્મ ખપી ગયાં. શરીરના બળવાની સાથે કર્મ બળી ગયાં, અને સઘળા ભવ-રોગ ટળી ગયા. અંતકૃત્ કેવળી થઇને સિદ્ધિધામમાં બિરા-જયા. એવા મુનિવરની ધીરતાનો અંશ પણ આપણા જીવ-નમાં આવે તો જિંદગી સફળ થઈ જાય.

ખંધકમુનિના પાંચસો શિષ્યોનો પ્રસંગ વિચારો. પાંચસો

શિષ્યના ગુરુ ખંધક આચાર્ય ભગવાનની પાસે આજ્ઞા માગે છે. ભગવાન મરણાંત ઉપસર્ગ આવશે એમ કહે છે. એનાથી ગભરાયા વિના પૂછે છે કે આરાધક થઈશું કે નહિ? ભગવાન કહે છે કે એક તમારા વિના બીજા બધા થશે. કાંઈ હરકત નહિ. બધાનું સુધરશે ને, મારું ગમે તે થાય. આ વિચારે દંડક દેશ તરફ વિહાર કરે છે. પાલક પ્રધાને રાજાને ખોટી રીતે ઉશ્કેર્યો. મુનિઓને મારવા લીધા. પાપી પાલકે ઘાણીમાં પીલવાનો આરંભ કર્યો. આ સમયે ગુરુ જે આરાધના કરાવે છે અને શિષ્યો જે આરાધના કરે છે તે વિચારતાં આત્માર્થી જીવની છાતી ગજ ગજ ઉછળે એમાં આશ્ચર્ય નથી. આવા પ્રસંગને એ મહાનુભાવોએ સોનાનો સમય માન્યો, કાયરપણું માત્ર ટાળી નાખ્યું.

આવું સુંદર મરણ મહાભાગ્ય વિના આવે કે? ભવોદધિથી તારનાર ગુરુમહારાજ પાસે હોય, નિર્યામણા કરાવતા હોય, આત્મા જાગૃત દશામાં હોય, સ્વ અને પરની યથાર્થ વહેંચણી કરીને આત્મચિંતનમાં લીન રહેવાતું હોય એવા વખતે મરણ આવે એના જેવું મહદ્‌ભાગ્ય બીજું કયું હોય? અપરાધી પર છતી શક્તિએ ક્ષમા, એટલું જ નહિ પણ અપકારીને પણ મહાન ઉપકારી માનવા જેટલી ઉચ્ચ મનોદશા; આ વસ્તુ આવે ત્યારે જ પામ્યાજોગું પામ્યા કહેવાઈએ.

પાલક ઘાણીમાં પીલે છે. મુનિઓ પિલાય છે. શરીર ભીચડાય છે, હાડકાના ચૂરા થાય છે, લોહીની સેરો ઊડે છે,

કુગત માતંગના યૂથ થકી,
તો પ્રભો ! મુજ કશી બીક રે;
સ્વામી સીમંધર ! તું જયો.'

કુમારપાલ રાજા પ્રભુની સ્તુતિમાં એજ કહે છે કે મહાપુણ્યથી પરમાત્મા જેવા દેવ મળ્યા અને મોક્ષમાર્ગનો સાચો રાહ બતાવનાર શ્રી હેમચંદ્ર મહારાજ જેવા ગુરુ મળ્યા; મારે હવે શું બાકી છે ? મેળવવા જોગું સઘળું પામી ચૂક્યો છું, માટે હું બીજી કશી માગણી કરતો નથી. પરંતુ હે પ્રભો ! તમારા વચન ઉપર મને આ સંસારમાં રહું ત્યાં સુધી નિરંતર પ્રેમ હજો. આનું જ નામ ઉત્તમ માંગણી છે. હે ભગવાન મારું દુઃખ ટાળી નાખો, મને સુખ આપો, હું બહુ દુઃખી થઈ ગયો, હવે ચેન પડતું નથી, જીવવું આકરૂં લાગે છે, મારો ઝટ છૂટકારો કરો–આવી માગણીઓ તો હીન માગણી કહેવાય. પરમાત્માનો સેવક પૌદ્‌ગલિક સુખદુઃખને તુચ્છ માને. એ તો આજ્ઞાપાલનમાં સર્વસ્વ આવ્યું સમજે. એક આજ્ઞા બરાબર માથે આવી ગઈ પછી દુર્બુદ્ધિનું જોર ચાલતું નથી. કહે છે કેઃ—

"આણા તાહરી રે જો મેં શિર ધરી,
તો શું કુમતિનું જોર;
તિહાં નવિ પસરે રે બલ વિષધરતણું,
કિંગારે જિહાં મોર."

એ અરિહંત આણાના પાલનથી પૂર્વે અનંતા તર્યા છે, વર્તમાનમાં અનેક તરવાની કરણી કરી રહ્યા છે, ભવિષ્યમાં અનંત ભવ્યાત્માઓ તરશે.

માતા અને પત્નીઓ અતિ દુઃખ થવાથી વિલાપ કરે છે, અનેક મોહજનક વચનો બોલી તેનું હ્રદય ભેદવા અને વૈરાગ્ય ટાળવા પ્રયત્ન કરે છે.

વૈરાગ્ય અને મોહની આ લડાઈમાં વિવેક ધન્નાની તરફ હોવાથી વૈરાગ્ય જીતે છે, મોહને હારવું પડે છે. ધન્નાજીની પૂરી મક્કમતા જાણી માતા અને સ્રીઓ "આ તો મહા વૈરાગી છે–પરાણે પ્રીતિ ન હોય" એમ વિચારી રજા આપે છે.

નગરનો રાજા પણ ઉત્સાહપૂર્વક દીક્ષાનો ઓચ્છવ કરે છે. અતિ આડંબરથી વરઘોડે ચઢીને ધન્નો દીક્ષા લેવા જાય છે. પ્રભુ પાસે આવી સંયમ ગ્રહણ કરે છે.

સ્વમુખે શ્રી વીર જિનવર ધન્નાજીને પાંચ મહાવ્રત ઉચ્ચરાવે છે. પંચ મહાવ્રત ઉચ્ચારીને ધન્ના મુનિવર પ્રભુજી પાસે પચ્ચક્ખાણ કરે છે કે જાવજ્જીવ લગે મારે છઠ્ઠનો તપ અને પારણે આયંબિલ કરવું, એનાં કરતાં ઓછો તપ કરવો નહિ.

આવા પ્રકારનો અભિગ્રહ ક્યારે થાય? દેહ પરનું મમત્વ ઓછું થાય ત્યારે. અનુકૂળતાની ઇચ્છા ટળ્યા વિના આ સ્થિતિ આવવી બહુ ભારે છે. વાતવાતમાં ખાવા–પીવા, સુવા–બેસવા, હરવા–ફરવા દરેક બાબતમાં અનુકૂળતાનો જ શોધનાર અને નહિ જેવી પ્રતિકૂળતાથી ભડકનાર કદી જ સંયમને સુંદર રીતિએ આરાધી શકતો નથી. પરમાર્થે સાધુપણું મોજ કરવા કે માનાદિ લેવા માટે નથી.

કહે છે કે ચારિત્રના પ્રાણરૂપ સમતા ચાલી ગઇ, વૈરાગ્ય ઊડી ગયો, પછી હજારો ભક્તો હોય, સેંકડો શિષ્યો હોય

કે દુનિયામાં ઘણી નામના હોય, પણ એ બધી મડદાંની શોભા છે. અનુકૂળતાનો ઇચ્છુક એક પણ ધર્મ સીધી રીતે સાધી શકતો નથી; એમાંય શ્રી જિનશાસનનો તપધર્મ સાધવો એ તો મહા કઠિન કામ છે.

જૈન સાધુઓનાં જીવનને અતિશય નિયમિત બનાવનાર અને ઊંચે ચડાવનાર શ્રી દશવૈકાલિક સૂત્રમાં આઠમા અધ્યયનમાં સાધુઓને માટે 'દેહદુક્ખં મહાફલમ્' કહ્યું છે. અનુકુળતાનો ઇચ્છુક લોભી બને છે, માયાવાળો થાય છે, માન એને જ વળગે છે, ક્રોધ એને જ સતાવે છે, ભય પણ એને જ ભડકાવે છે, દીનતા એને જ વળગે છે. ટુંકમાં એક અનુકૂળતા ઉપરનો પ્રેમ વધી જવાથી આત્મા ઘણી નીચી દશામાં આવી જાય છે.

ધન્ના મુનિરાજે ઘોર તપશ્ચર્યા કરી, શરીર સૂકવી નાખ્યું, ચૌદ હજાર મુનિમાં તપગુણે કરી અધિક ચડતા પરિણામે શ્રીવીર પરમાત્માએ શ્રેણિક રાજાની આગળ વખાણ્યા. ઉત્કૃષ્ટ આરાધના કરી નવ મહિના સુંદર ચારિત્ર પાળ્યું. છઠ્ઠના પારણે આયંબિલ, તે પણ તદ્દન નીરસ, જેના પર માખી પણ ન બેસે એવું કસ વગરનું લાવી દેહને આધાર આપ્યો.

છેવટે એક મહિનાનું અનશન કરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યથી દેવપણે ઉપન્યા, ત્યાંથી ચવી મહાવિદેહમાં ઉત્પન્ન થઈ, મુક્તિમાં જશે. એવા મુનીશ્વરોનાં ગુણગાન કરતાં જીવન સફળ થાય, આત્મા પવિત્ર થાય.

હે આત્મન્ ! આવાં દ્રષ્ટાંતો વિચારી, આર્તધ્યાનને આઘું કાઢ. નિર્મળ ધર્મધ્યાનની ધારામાં તલ્લીન બનીજા. એમાં જ તું સાચું કલ્યાણ સાધી શકીશ. જગતની સઘળી વસ્તુ કરતાં શ્રીજિનેશ્વર દેવનો કિંમતી ધર્મ મલ્યો છે, હવે તારે શી ચિંતા છે? ભવોભવ એ પ્રભુના ચરણકમળની સેવાની માગણીનું ધ્યેય રાખજે તો તું સર્વત્ર શાંતિને જ પામીશ.

શ્રી જિનશાસન સદાકાળ જયવંતુ છે.

***

## માનવજન્મ એટલે ?

૧. **માનવજન્મ એટલે**—મુક્તિપુરીમાં દાખલ થવા માટેનો મુખ્ય દરવાજો.

૨. **માનવજન્મ એટલે**—જન્મ અને મરણનું સહી-સલામત રીતે ઓપરેશન કરનારી એક ડિસ્પેન્સરી.

૩. **માનવજન્મ એટલે**—ધર્મનો ધમધોકાર વ્યાપાર કરવા માટેનું એક ભવ્ય બંદર.

૪. **માનવજન્મ એટલે**—જીવ-અજીવ આદિ નવ-તત્વનું સુંદર શિક્ષણ આપનાર એક સર્વશ્રેષ્ઠ કોલેજ.

૫. **માનવજન્મ એટલે**—મોહરાજાએ કબજે કરેલી આત્માની અઢળક સંપત્તિ સામે કાયદેસર લડી, તે સંપત્તિને પાછી અપાવનાર એક બાહોશ બૅરિસ્ટર.

૬. **માનવજન્મ એટલે**—દિવ્ય વૈભવોના ભોક્તા

દેવ-દાનવોથી પણ પળેપળે ઈચ્છાની એક અપૂર્વ વસ્તુ.

૭. માનવજન્મ એટલે—અપાર સંસારસમુદ્ર તરવા માટેની એક મહાન મજબૂત સ્ટીમર.

૮. માનવજન્મ એટલે—શાશ્વત (Permanent) શાંતિ અર્પણ કરનાર એક શાંતિ નિકેતન.

૯. માનવજન્મ એટલે—આત્મામાં રહેલ સાચા વિજ્ઞાનના અપૂર્વ ખજાનાને પ્રગટ કરી આપનાર સાચો સાયંટીસ્ટ.

૧૦. માનવજન્મ એટલે—માત્ર એક જ સમયમાં અસંખ્ય યોજન દૂર રહેલી શિવપુરીમાં મૂકી દેનાર એક દિવ્ય એરોપ્લેન.

૧૧. માનવજન્મ એટલે—અજ્ઞાનરૂપ ઘોર અંધકારમાં જ્ઞાનનો સુંદર પ્રકાશ ફેંકનાર સૌથી ઉંચા પાવરનો ગ્લોબ.

૧૨. માનવજન્મ એટલે—આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ ત્રિવિધ તાપમાં તપી રહેલા આત્માઓને શીતળ બનાવનાર એક જબ્બર પાણીનો ધોધ.

૧૩. માનવજન્મ એટલે—ખરા મેદાનમાં મોહમલ્લને પછાડનાર એક મહાન યોદ્ધો.

૧૪. માનવજન્મ એટલે—કથીરસમ બની ગયેલા આત્માને કુંદનસમ બનાવનાર એક મોટો કીમિયાગર.

૧૫. માનવજન્મ એટલે—નાના કે મોટા જગતના સમસ્ત પ્રાણીવર્ગને રક્ષા કરવા માટેનું બીડું ઝડપવાની હિંમત કરવા માટેનું એક અપૂર્વ ધામ.

૧૬. **માનવજન્મ એટલે**—દર્શન, (સમ્યક્ત્વ) જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નોને ભરવા માટેનો સુંદર થાળ.

૧૭. **માનવજન્મ એટલે**-જિનપૂજા, ગુરુસેવા, જીવોની દયા, શુભ પાત્રમાં દાન, ગુણાનુરાગ અને આગમશાસ્ત્રોનું શ્રવણ, આ જુદી જુદી જાતનાં છ ફળને ઉત્પન્ન કરનારું એક વિલક્ષણ પ્રકારનું વૃક્ષ.

૧૮. **માનવજન્મ એટલે**—સઘળાં મનવાંછિતને પૂરનાર એક અપૂર્વ ચિંતામણિ.

૧૯. **માનવજન્મ એટલે**—આત્માના મોક્ષપ્રાપ્તિરૂપ જન્મસિદ્ધ હક્કને પ્રાપ્ત કરનાર અમૂલ્ય તક.

=×=

## તેથી તને શું ?

૧. હે **ચેતન** ! સારીયે દુનિયા તને લાખો સલામો ભરતી હોય તેથી શું ? તારી જીવનનૌકાની સલામતીનો આધાર સલામ ઉપર નહિ પણ તારા સદાચાર ઉપર નિર્ભર છે.

૨. હે **ચેતન** ! કરોડો રૂપિયાનો ઢેર તારે ત્યાં હોય તેથી તને શું ? તારા હાથે જેટલા દ્રવ્યનો સદ્વ્યય થયો હશે તેટલો જ તારી સાથે આવશે.

૩. હે **ચેતન** ! ટેબલ ઉપર હાથ ઠોકી અને પ્લેટફોર્મ ઉપર પગ અફાળી ભિન્ન ભિન્ન અભિનયદ્વારા ગમે તેવા નાસ્તિકોના શિર ડોલાવનારો તું પ્રખરવક્તા હોય તેથી

તને શું ? તારું કલ્યાણ તો વીતરાગ ભગવાનની આજ્ઞાનો અમલ કરીશ ત્યારે જ થવાનું છે.

૪. હે ચેતન ! તું ગમે તેવો મોટો સત્તાધીશ હોય તેથી તને શું ? તારા શિરે ઝઝૂમતી કર્મસત્તાનો નાશ તો ધર્મસત્તાના શરણે જ્યારે જઇશ ત્યારે જ થશે.

૫. હે ચેતન ! તારા મરણ બાદ તારા મનમાં ગમે તેટલાં બજારો બંધ રહે તેથી તને શું ? તારા જીવનમાં ચાલી રહેલો અધર્મનો બજાર બંધ ન થાય ત્યાં સુધી તારાં દુર્ગતિનાં દ્વાર બંધ થવાં મુશ્કેલ છે.

૬. હે ચેતન ! દેખાવદાર તાડના ત્રીજા ભાગ જેટલા, ઊંચા અને કદાવર એવા તારા શરીરથી ભલે તું ધરણી ધ્રુજાવતો હોય તેથી તને શું ? તારી સાચી બહાદુરી તો અભ્યંતર શત્રુને જ ધ્રુજાવવામાં છે.

૭. હે ચેતન ! તારે ત્યાં અપ્સરાઓનાં રૂપને પણ મહાત કરે એવી સેંકડો સુંદરીના સમુદાય હોય તેથી તને શું ? માત્ર એકજ શિવસુંદરીને પરણ્યા સિવાય તને સાચી શાંતિ કદી પ્રાપ્ત થવાની નથી.

૮. હે ચેતન ! દુનિયાની ભાષા અને શાસ્ત્રો ઉપર તારો કાબૂ હોય તેથી તને શું ? તારું કલ્યાણ તો પાંચે ઇન્દ્રિયોના વિષયો ઉપર કાબૂ પ્રાપ્ત કરવાથી જ થશે.

૯. હે ચેતન ! તારા અનુયાયીઓ કરોડોની સંખ્યામાં હોય તેથી શું ? તું જ્યારે ધર્મનો અનુયાયી થઇશ ત્યારે જ તારો નિસ્તાર થશે.

૧૦. હે ચેતન ! સારીયે દુનિયા તને ઓળખતી હોય તેથી તને શું ? તારૂં કલ્યાણ તો સુદેવ, સુગુરુ અને સુધર્મ એ ત્રણને ઓળખવાથી જ થશે.

૧૧. હે ચેતન ! તને ગમે તેવા દુનિયાના મોટા મોટા પુરુષો સાથે પિછાણ હોય તેથી તને શું તારી સર્વ ઋદ્ધિઓ અને સિદ્ધિઓ તો તું જ્યારે તારા આત્માને પિછાણીશ ત્યારે જ તારા હસ્તગત થશે.

૧૨. હે ચેતન ! તને ગમે તેટલી ઉપાધિઓ (ડીગ્રીઓ) પ્રાપ્ત થઈ હોય તેથી તને શું ? તારી સઘળી ઉપાધિઓનો અંત તો તને સત્યધર્મની પ્રાપ્તિ થશે ત્યારે જ થશે.

૧૩. હે ચેતન ! તારી સ્મશાનયાત્રામાં ભલેને લાખો માણસો જોડાય તેથી તને શું ? પરલોકમાં તો તારે એકલાએ જ જવાનું છે અને સુખદુઃખો તારે એકલાએ જ ભોગવવાનાં છે.

૧૪. હે ચેતન ! તારા મૃતદેહને તારા ભક્તો સુખડથી બાળે કે બાવળના લાકડાથી બાળે તેથી તને શું ? જો તું ધર્મ વિના ખાલી હાથે ગયો તો દુઃખદાવાનલમાં તારે બળવાનું તો કાયમ જ છે.

૧૫. હે ચેતન ! તું બોંતેર કળાનો જાણકાર હોય તેથી તને શું ? ધર્મકળાને જાણ્યા સિવાય તારી દુર્ગતિની બલા કદીયે હઠનાર નથી.

૧૬. હે ચેતન ! તારા ફોટાની અનાવરણ [illegible] ભલેને

મોટા મોટા પુરુષોના હાથે ઘાવ ખમી તને શું ? તારા આત્મા ઉપર લાગેલું આ કર્મોનું આવરણ જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી જન્મમરણના ગોટા ખાધા વિના છૂટકો જ નથી.

## તે વેળા તું શું કરીશ ?

હે ચેતન ! હમણાં તો તું પરલોકની ચિંતાને ભૂલી જઈ મોજમઝા લૂંટી રહ્યો છે, તે તારા પાછલા ભવની પુણ્યકમાણીનો પ્રભાવ છે, પરંતુ આ ભવમાં તું કાંઈ પુણ્ય નહિ કરીશ તો પરભવમાં દુઃખી થવાનો જ્યારે વખત આવશે, **તે વેળા તું શું કરીશ ?**

૨. હે ચેતન ! હમણાં તો તું તપ કરવાની વાત આવે ત્યારે ભૂખે કેમ રહેવાશે એની ચિંતા કરે છે; પરંતુ તીવ્ર પાપોદય જાગતાં ભૂખે મરવાનો પ્રસંગ આવશે, તે **વેળા તું શું કરીશ ?**

૩. હે ચેતન ! હમણાં તો તને સમયસર અને તે પણ ગરમાગરમ રસોઈ નહિ મળતાં તારો મિજાજ જાય છે, પરંતુ દરિદ્ર અવસ્થા આવતાં ઠંડી રસોઈનાં પણ ફાંફાં પડશે; **તે વેળા તું શું કરીશ ?**

૪. હે ચેતન ! ઉનાળાની ઋતુમાં ગરમ પાણી ન ભાવતાં તું આઈસ ( બરફ ) નાંખી ઠંડું બનાવે છે, પરંતુ પશુપક્ષીના ભવમાં હવાડાનું દુર્ગંધી, કચરાવાળું અને એઠું

પાણી પીવાનો વખત આવશે, તે વેળા તું શું કરીશ?

૫. હે ચેતન! હમણાં તો તું ધનના ઢગલાથી ગર્વિષ્ઠ બની અક્કડ થઈ કોઈની સામે પણ ભાળતો નથી. પરંતુ ધનનો નાશ થતાં તુચ્છ માનવોનાં મુખડાં જોવાનો અને રોવાનો દુઃખદ પ્રસંગ આવશે, **તે વેળા તું શું કરીશ?**

૬. **હે ચેતન!** હમણાં તો તું મળેલી સત્તાના મદથી સૌને સતાવવામાં જ મજા માને છે, પરંતુ સત્તાનો દોર તૂટી જતાં ઘેર સજા સહન કરવાનો વખત આવશે, **તે વેળા તું શું કરીશ?**

૭. **હે ચેતન!** હમણાં તો તને ત્રણ મણ રૂની ગાદી સિવાય નિદ્રા આવતી નથી, પરંતુ ધર્મવિહીન જીવનના પ્રભાવે ફુટપાથ ઉપર આળોટવાનો વખત આવશે, **તે વેળા તું શું કરીશ?**

૮. **હે ચેતન!** હમણાં તો તું ટાઢ–તડકા, ભૂખ અને તૃષાના સામાન્ય કોટિના દુઃખોથી પણ અકળાઈ જઈ શક્ય પણ ધર્મકરણી કરતો નથી, પરંતુ ધર્મવિહીન બનેલા તને તિર્યંચ અને નરકની બેસિતમ અને અસહ્ય વેદના સહન કરવાનો પ્રસંગ આવશે, **તે વેળા તું શું કરીશ?**

૯. **હે ચેતન!** હમણાં તો તને પરમાર્થે એક કાણી પાઈ પણ વાપરતાં ટાઢિયો તાવ ચડે છે, પરંતુ લૂંટારાઓનાં પંજામાં ફસાતાં તને ખાખી બાવો બનાવી દેશે. **તે વેળા તું શું કરીશ?**

૧૦. **હે ચેતન!** હમણાં તો તું જીભના ક્ષણિક સ્વાદમાં

લૈટુ બની કંદમૂળ આદિ અભક્ષ્ય પદાર્થોને ખાતાં જીવદયાનો જરા પણ વિચાર કરતો નથી, પરંતુ પશુની ગતિમાં ઘાસ ખાવાનો દુઃખદ પ્રસંગ આવશે, તે વેળા તું શું કરીશ?

૧૧. હે ચેતન! હમણાં તો તને કોઈની સેવા અગર વૈયાવચ્ચ કરતાં કંટાળો આવે છે, પરંતુ બકુચના પાડા થઈને માલથી ભરેલાં ગાડાં ખેંચવા પડશે અગર તો પખાલથી પાણી વહન કરવું પડશે, તે વેળા તું શું કરીશ?

૧૨. હે ચેતન! હમણાં તો તું અભિમાનમાં અક્કડ થઈ છાતી કાઢીને ચાલે છે અને સૌને તુચ્છ ગણે છે, પરંતુ કંગાળ બન્યા પછી તુચ્છ માનવીઓને પણ સલામ ભરવા વખત આવશે, તે વેળા તું શું કરીશ?

૧૩. હે ચેતન! જ્યારે તું નીરોગી છે, ત્યારે તું ભોગમાં મસ્ત બની શક્ય ધર્મકરણી પણ કરતો નથી; પરંતુ ચારેકોરથી રોગ તને ઘેરી લેશે અને બિલકુલ અશક્ત બની જશે, તે વેળા તું શું કરીશ?

***

## એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૧. આજે અનેકોને એક ટંક પૂરતું પણ ખાવાનું મળતું નથી, જ્યારે તને ત્રણ ટંક પેટ ભરીને ખાવાનું મળી રહે છે. હે ચેતન! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૨. કેટલાકોને પોતાની લાજ ઢાંકવા પૂરતો કાપડનો

ટુકડો પણ મળવો મુશ્કેલ છે, જ્યારે તું હરેક ઋતુને અનુકૂળ પોશાકમાં મહાલે છે. હે ચેતન ! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૩. જગતમાં અનેક માનવીઓને પગે મુસાફરી કરવી પડે છે, જ્યારે તારે સમયસર આંગણામાં મોટર આદિ વાહનો બેસવા માટે તૈયાર જ હોય છે. હે ચેતન ! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૪. કેટલાકોને માગ્યું પાણી પણ મળતું નથી, જ્યારે તને વણમાગ્યે દૂધ મળે છે. હે ચેતન ! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૫. જગતમાં સંખ્યાબંધ માનવીઓને પાપી પેટ ભરવા માટે અનેકોને સલામ ભરવી પડે છે, જ્યારે અનેકો તને સલામ ભરી રહ્યા છે. હે ચેતન ! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૬. દુનિયામાં અનેક માનવીઓ ડગલે અને પગલે સૌ કોઇની ઠોકરો ખાઈ રહ્યા છે, જ્યારે તું સૌથી ખમા ખમા થઇ રહ્યો છે. હે ચેતન ! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૭. ઘણા મનુષ્યોને સુખસાહ્યબીની એક પણ સામગ્રી હોતી નથી, જ્યારે તારી પાસે અમન-ચમન ઉડાવવા માટે અનેકવિધ સામગ્રીઓ મોજૂદ છે. હે ચેતન ! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૮. જગતમાં અનેક પ્રાણીઓ અનેકવિધ રોગોથી પીડાઈ

રહ્યા છે, જ્યારે તારું આજ સુધી માથું પણ દુઃખવા આવ્યું નથી. હે ચેતન! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૯. જગતમાં કેટલાક મનુષ્યો આંધળાં, બહેરાં, મૂંગાં, પાંગળાં માલૂમ પડે છે, જ્યારે તને પાંચે ઇન્દ્રિયો સંપૂર્ણ પ્રાપ્ત થઈ છે. હે ચેતન! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૧૦. સંખ્યાબંધ માનવીઓ અનાર્ય દેશમાં જન્મ્યા છે, જ્યારે તારો જન્મ ત્યાગપ્રધાન આર્ય દેશમાં થયો છે. હે ચેતન! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૧૧. અનેક આત્માઓને નીચ કુળમાં ઉત્પન્ન થવું પડયુ છે, જ્યારે તું ઉચ્ચ કુળમા ઉત્પન્ન થયો છે. હે ચેતન! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૧૨. કેટલાક આત્માઓ ગર્ભમાં જ, તો કેટલાક આત્માઓ જન્મ્યા કે તરત જ અને કેટલાક ભરયૌવનમાં પણ મરી જાય છે, જ્યારે તને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થયુ છે, હે ચેતન! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૧૩. અનેકોને અનેક પાસે યાચના કરવી પડે છે, જ્યારે તારે કોઈની પાસે હાથ ધરવો પડતો નથી. હે ચેતન! એ પણ પુન્યનો જ પ્રભાવ છે.

૧૪. કેટલાકો પોતાનું પેટ ભરવા અસમર્થ હોય છે, જ્યારે તું અનેક આશ્રિતોનું પોષણ કરી રહ્યો છે. હે ચેતન! એ પણ પુન્યનો જ પ્રભાવ છે.

૧૫. કેટલાકોને પાંચ રૂપિયા કમાવવા હોય તો નેવે

નીચા પામી ઊતરે છે, જ્યારે તને વાતવાતમાં રોજના પાંચસો મળી શકે છે. હે ચેતન ! એ પણ પુન્યનો જ પ્રભાવ છે.

૧૬. કેટલાકોને રહેવા માટે નાનીશી ઝુંપડી પણ હોતી નથી, જ્યારે તારે રહેવા માટે મોટો મહેલ છે. હે ચેતન ! એ પણ પુન્યનો જ પ્રભાવ છે.

૧૭. કેટલાકોને સુવા માટે સાદડી (ચટાઈ) પણ મળવી મુશ્કેલ છે, જ્યારે તું પાંચ મણ રૂની તળાઈમાં રોજ પોઢે છે. હે ચેતન ! એ પણ પુન્યનો જ પ્રભાવ છે.

૧૮. ઘણા આત્માઓનું શરીર અને રૂપ-રંગ ઢંગધડા વિનાનાં હોય છે, જ્યારે તારું શરીર સુંદર બાંધાવાળું, દેખાવદાર અને રૂપાળું છે. હે ચેતન ! એ પણ પુન્યનો જ પ્રભાવ છે.

૧૯. અનેક લોકો આજે સત્તા અને સંપત્તિ પ્રાપ્ત કરવા માટે અનેકવિધ ઉથલપાથલ કરી રહ્યા છે. જ્યારે તને એ વસ્તુ સહજ સ્વભાવે પ્રાપ્ત થઈ છે. હે ચેતન ! એ પણ પુન્યનો જ પ્રભાવ છે.

૨૦. જગતમાં ઘણા માનવીઓ તદ્દન માયકાંગલાં માલૂમ પડે છે, જ્યારે તું રૂષ્ટપુષ્ટ દેહવાળો છે. હે ચેતન ! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

૨૧. કેટલાક જમીન ઉપર ચાલતાં ચાલતાં પોતે ધ્રૂજે છે, જ્યારે તું ચાલે છે ત્યારે ધરતી ધ્રૂજે છે. હે ચેતન ! એ પણ પુણ્યનો જ પ્રભાવ છે.

ટૂંકમાં હે ચેતન! તું આજે લાલપીળો થઈને મહાલે છે, અને અનેક પ્રકારની મોજમજા લુંટી રહ્યો છે, એ પણ પુણ્યનો જ પ્રભાવ છે, એમ ચોક્કસ માનજે. અનેક પ્રકારની સગવડોને સમર્પણ કરનાર એવા પુણ્યકાર્યોને જો તું ભૂલ્યો તો સમજી લેજે કે તારું જીવન કૂતરાં કરતાં વધુ તિરસ્કરણીય બનશે.

શેઠની મહેરબાનીથી ધનાઢ્ય બનેલો નોકર જો શેઠના સામે પણ ન જુએ તો તે નોકર કૃતઘ્ની ગણાય છે, તેમ ધર્મના પ્રભાવથી સુખી થયેલા માનવીઓ જો ધર્મને યાદ જ કરે નહિ, તો તેઓને પણ કૃતઘ્ની જ સમજવા.

★

## તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી?

૧. પ્રથમ તીર્થંકર આદીશ્વર ભગવાનને જે કર્મસત્તાએ બાર મહિના સુધી આહારમાં અંતરાય નાંખ્યો, તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી?

૨. જે કર્મસત્તાએ પ્રભુ મહાવીરને સાડા બાર વર્ષ સુધી ઘોર દુઃખ આપ્યાં તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી?

૩. એક જ દિવસે સાઠ હજાર પુત્રોના મરણથી સગર ચક્રવર્તીને શોક-સંતાપની ગદરી ખાઈમાં જે સત્તાએ પટક્યા, તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી?

૪. બત્રીસ હજાર મુકુટબદ્ધ રાજાઓ જેની સેવા ઉઠાવે છે, એવા સનત્કુમાર ચક્રવર્તીને જે કર્મસત્તાએ એકી સાથે સોળ રોગોથી ઘેરી લીધા, **તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી ?**

૫. રાવણ જેવા સમર્થ રાજવીની જે કર્મસત્તાએ ત્રણ ખંડની વિશાળ રાજ્યસત્તા ઘડીભરમાં ઝુંટવી લીધી, **તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી ?**

૬. ન્યાયનિષ્ઠ અને ધર્મપ્રિય શ્રી રામચંદ્રજીને જે સત્તાએ ચૌદ વરસ સુધી વનવાસમાં રહેવાની અસહ્ય શિક્ષા દીધી, **તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી ?**

૭. સતીશિરોમણી સીતા માતાને માટે જે કર્મસત્તાએ રામચંદ્રજીના મનમાં તદ્દન ખોટી શંકા ઉત્પન્ન કરી વનવાસના ઘોર દુઃખોમાં પટક્યાં, **તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી ?**

૮. છપ્પન કોટિ જાદવોના સ્વામી શ્રી કૃષ્ણ મહારાજાને જે સત્તાએ પાણી પાણી કરતાં પ્રાણ છોડાવ્યા, **તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી ?**

૯. મહા બળવાન પાંચ પાંડવોને, જે કર્મસત્તાએ બાર વરસ સુધી જંગલની અંદર ભિખારીની માફક ભમાવ્યા, **તે કર્મસત્તા શું તારા–મારા જેવાને છોડશે ખરી ?**

૧૦. સત્યવાદી હરિશ્ચંદ્ર મહારાજાને જે સત્તાએ તારાલોચની રાણીનો વિયોગ કરાવી, નીચ ઘેર પાણી ભરાવ્યાં,

## તે કર્મસત્તા શું તારા-મારા જેવાને છોડશે ખરી ?

૧૧. દધિવાહન રાજાની પુત્રી ચંદનબાળાને જે સત્તાના જુલ્મથી પશુની પેઠે ચૌટામાં વેચાવું પડ્યું, તે કર્મસત્તા શું તારા-મારા જેવાને છોડશે ખરી ?

૧૨. ક્ષાયિક સમકિતના ધણી અને મહાવીર પ્રભુના અનન્ય ભક્ત મહારાજા શ્રેણિકને જે કર્મસત્તાએ મહેલની સહેલ છોડાવી, જેલમાં પટકી, રોજ પોતાના પુત્ર કોણિક પાસે પચાસ ફટકાનો માર મરાવ્યો, તે કર્મસત્તા શું તારા-મારા જેવાને છોડશે ખરી ?

૧૩. જે સત્તાએ નળ રાજાને જુગારના વ્યસનમાં ફસાવી રાજ્યભ્રષ્ટ કરી અસહ્ય દુઃખો દીધાં, તે કર્મસત્તા શું તારા-મારા જેવાને છોડશે ખરી ?

૧૪. જે સત્તાએ મુંજ રાજા પાસે ભીખ મંગાવી, તે કર્મસત્તા શું તારા-મારા જેવાને છોડશે ખરી ?

૧૫. જે કર્મસત્તાએ કલાવતી જેવી સતીનાં કાંડાં (હાથ) કપાવ્યાં, તે કર્મસત્તા શું તારા-મારા જેવાને છોડશે ખરી ?

માટે જ—

રાજા-મહારાજા, શેઠ-શાહુકાર, તવંગર કે રંક, જ્ઞાની કે અજ્ઞાની સૌ કોઈએ તે સત્તાના અસહ્ય અને બેસિતમ જુલમમાંથી મુક્ત થવું હોય તો ધર્મસત્તાને શરણે જલ્દી આવી જવાની જરૂર છે.

✕

## માટે જ હજુ પરતંત્ર છો !

૧. મરવું ગમતું નથી છતાં મરવું પડે છે, **માટે જ હજુ પરતંત્ર છો.**

૨. ઘડપણ આવે એ ગમતું નથી, છતાં તે અવસ્થાને આધીન થવું પડે છે, **માટે જ હજુ પરતંત્ર છો.**

૩. સ્નેહીજનોનો વિયોગ પસંદ નથી છતાં તેમનો વિયોગ તો થાય છે, **માટે જ હજુ પરતંત્ર છો.**

૪. અનિષ્ટ વસ્તુનો સંયોગ થાય એ ઈષ્ટ નથી, છતાં અચાનક તેના સંયોગોમાં સપડાવું પડે છે. **માટે જ હજુ પરતંત્ર છો.**

૫. માલ-મિષ્ટાન્ન ખાવાની ઇચ્છા છતાં રોટલા પણ મળવા મુશ્કેલ પડે છે, **માટે જ હજુ પરતંત્ર છો.**

૬. નીરોગી રહેવું પસંદ પડે છે, છતાં એકાએક ભયંકર રોગોથી ઘેરાઈ જવું પડે છે, **માટે જ હજુ પરતંત્ર છો.**

૭. ધનાઢ્યતા ગમે છે, છતાં કંગાલિયતનો અનુભવ કરવો પડે છે, **માટે જ હજુ પરતંત્ર છો.**

૮. સલામો ભરાવવી પસંદ છે, છતાં સલામો ભરવી પડે છે, **માટે જ હજુ પરતંત્ર છો.**

૯. સત્તાધીશ થવાના કોડ તો ઘણા છે, છતાં બીજાની સત્તા હેઠળ રહેવું પડે છે, **માટે જ હજુ પરતંત્ર છો.**

૧૦. દાનેશ્વરી બનવાની ભાવના હોવા છતાં યાચક બનવું પડે છે, **માટેજ હજુ પરતંત્ર**

૧૧. કોઈ પ્રિય હોવા છતાં ચાખવું પડે છે, માટે જ હજુ પરતંત્ર છો.

દંડમાં—

તમોને જે જોઈએ છે તે મળે નહિ; અને નથી જોઈતું તે આવીને પડે છે, ત્યાં સુધી તમો કોઈ સત્તાને પરતંત્ર જ છો.

તે સત્તાનું નામ છે કર્મસત્તા.

તે સત્તાને જ્યારે જમીનદોસ્ત કરશો ત્યારે જ તમારે ત્યાં સાચું સ્વરાજ્ય આવશે.

*—*

## એમ કેમ કહેવાય ?

૧. પોતાની ખોની સગવડ ખાતર, નવ મહિના ગર્ભમાં રાખી અસહ્ય વેદનાને સહન કરનાર માતાને અગવડમાં મૂકનારો સપૂત છે, એમ કેમ કહેવાય ?

૨. ઇન્દ્રિયોના સુખોની પ્રાપ્તિમાં અને તેના જ ભોગવટામાં માનવભવને વેડફી નાંખનારો તે ભવની દુર્લભતાને સમજ્યો છે, એમ કેમ કહેવાય ?

૩. એક પૈસા માટે ધર્મના સોગન ખાનારા ધર્મની કિંમત સમજ્યા છે, એમ કેમ કહેવાય ?

૪. સમસ્ત શાસ્ત્રના પારંગામી ગણાવા છતાં જેઓ પાપથી પાછા હઠવાનો જરા પણ પ્રયત્ન નથી કરતા, તેઓ પંડિત છે, એમ કેમ કહેવાય ?

૫. જેઓ કદી સત્ય બોલવાનું શીખ્યા જ નથી, તેઓ નેતા છે, **એમ કેમ કહેવાય?**

૬. મરતાં પ્રાણીઓને છતી શક્તિએ બચાવી લેવામાં આંખમિંચામણાં કરનારા દયાળુ છે, **એમ કેમ કહેવાય?**

૭. વાતના તડાકામાં અને ઠંડા પહોરના ગપાટા હાંકવામાં દિવસોના દિવસો પસાર કરનારા, સમયની કિંમત સમજ્યા છે, **એમ કેમ કહેવાય?**

૮. યુદ્ધભૂમિમાં તીરકામઠા અને બાણોના ઘાને હિંમતપૂર્વક ઝીલનારા, પરંતુ સ્ત્રીઓના કટાક્ષ આગળ કાયર બની જનારા બહાદુર છે, **એમ કેમ કહેવાય?**

૯. રાત અને દિવસ પરનિંદા સાંભળવામાં અને પરનિંદા કરવામાં મશગુલ રહેનાર કાનનો અને જિહ્વાનો સદુપયોગ કરી રહ્યા છે, **એમ કેમ કહેવાય?**

૧૦. જે મનુષ્યો ગુણીઓના ગુણગાન કરવાનું શીખ્યા નથી તેઓના હૃદયમાં ગુણાનુરાગ બેઠો છે, **એમ કેમ કહેવાય?**

૧૧. વૈભવવિલાસોની ગેરહાજરીમાં વૈભવોને નહિ ભોગવનારા સાચા ત્યાગી છે, **એમ કેમ કહેવાય?**

૧૨. તાવની બીમારીમાં માત્ર મગના પાણી ઉપર રહેનારા માલ-મિષ્ટાન્નના ત્યાગી છે, **એમ કેમ કહેવાય?**

૧૩. પુણ્યોદયથી પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો જેઓ સદુપયોગ કરી શકતા નથી, તેઓ પોતે લક્ષ્મીના માલિક છે, **એમ કેમ કહેવાય?**

૧૪. જે વડીલો પોતાની સંતતિનું પરલોકમાં શું થશે ? તેની જરા પણ ચિંતા કરતા નથી, તેઓ તેમના હિતસ્વીઓ છે, એમ કેમ કહેવાય ?

૧૫. સ્વ અને પરના હિત માટે છતી શક્તિએ તદ્દન બેદરકાર રહેનારા સુસાધુઓ છે, એમ કેમ કહેવાય ?

૧૬. દર્દીના દર્દને દફનાવવાને બદલે તેની પાસેથી અઢળક ધન પડાવી દરદીને જ દફનાવી નાંખનાર ડૉક્ટર-વૈદ્યો ન્યાયનીતિના સિદ્ધાન્તને સમજ્યા છે, એમ કેમ કહેવાય ?

૧૭. આત્માથી તદ્દન બેદરકાર રહી, માત્ર શરીર માટે જ જિંદગીપર્યંત તનતોડ પ્રયત્ન કરનારા આત્માની અમરતા અને શરીરની અનિત્યતાને સમજ્યા છે, એમ કેમ કહેવાય ?

૧૮. અન્યને ડાહી શિખામણો પાઠવનારા અને તે શિખામણોને પોતે જરા પણ અમલ નહિ કરનારા સાચા ઉપદેશકો છે, એમ કેમ કહેવાય ?

૧૯. આત્માની સાથે રહેલી જ્ઞાન, દર્શન અને ચારિત્રની શાશ્વત સિદ્ધિ પ્રાપ્ત કરવાને બદલે ચંચળ લક્ષ્મીની પાછળ ઘેલા થઈને ફરનારા બુદ્ધિશાળી છે, એમ કેમ કહેવાય ?

૨૦. વૈરાગ્ય સાથે વેર રાખનારા, દેવ, ગુરુ અને ધર્મને હંબગ કહેનારા, દેરાસર અને ઉપાશ્રયની આવશ્યકતાને નહિ સ્વીકારનારા, પ્રભુ મહાવીરના શાસનમાં છે, એમ કેમ કહેવાય ?

૩૧. પ્રેમ જોડો તો સુદેવ, સુગુરુ અને સુધર્મ સાથે જ જોડજો.

૩૨. શત્રુ તરીકે માનવા હોય તો રાગ અને દ્વેષ એ બેને જ શત્રુ માનજો.

૩૩. સ્નાન કરો તો જ્ઞાનગંગામાં જ કરજો.

૩૪. મસ્ત બનો તો પ્રભુભક્તિમાં જ બનજો.

૩૫. કાપવાની ઇચ્છા થાય તો ચાર ગતિના ફેરાને જ કાપજો.

૩૬. ધુવો તો આત્માનો જ મેલ ધોજો.

૩૭. નમવાનું મન થાય તો ધર્મી અને ગુણીજનોને જ નમજો.

—x—

## સાચી વ્યાખ્યાઓ.

૧. પાંચે ઇંદ્રિયોના વિષયોને જીતે તે જ **સાચો શૂરવીર.**

૨. ધર્મનું આચરણ કરે એ જ **સાચો પંડિત.**

૩. સદા સત્ય વદે એ જ **સાચો વક્તા.**

૪. જગતના તમામ જીવોને અભયદાન આપે એ જ **સાચો દાતાર.**

૫. તત્ત્વોની વિચારણા કરવી એ જ બુદ્ધિ પામ્યાનું **સાચું ફલ.**

૬. વ્રત-પચ્ચક્ખાણને ધારણ કરવા એ જ દેહથી પ્રાપ્ત કરવા લાયક **સાચો સાર.**

૭. અન્યને જ્ઞાન આપવું એ જ વિદ્યા ભણ્યાની સાચી સાર્થકતા.

૮. નિબંળોનું રક્ષણ કરવું એ જ શક્તિ પામ્યાની સાચી સફળતા.

૯. ધર્મવિહીનપણું એ જ સાચી દરિદ્રતા.

૧૦. સુદેવ, સુગુરુ અને સુધર્મમાં અખંડ વિશ્વાસ એ જ સાચી ધનાઢયતા.

૧૧. અસંતોષ એ જ સાચું દુઃખ.

૧૨. જીવનમાં ઘર કરી બેઠેલા ચોરી અને જારી નામના દુર્ગુણો એ જ સાચી નામોશી.

૧૩. અંતરના મલિન વિચારો એ જ સાચી કાળાશ.

૧૪. સમ્યગ્જ્ઞાનનું અર્પણ કરવું એ જ સાચું દાન.

૧૫. ગમે તેવા સંજોગોમાં પણ ન્યાયના માર્ગથી ચલિત થાય એ જ સાચો ધીર.

૧૬. રાગ અને દ્વેષ એ જ આત્માના સાચા શત્રુઓ.

૧૭. ગુરુનો જોગ સ્વાધીન હોવા છતાં જે ધર્મનાં વચનોને નથી સાંભળતો એ જ સાચો ધીઠ.

૧૮. અપકારીના ઉપર પણ ઉપકાર કરવો એ જ સાચી સજ્જનતા.

૧૯. રાત અને દિવસ વિષયોમાં રક્ત રહેનાર એ જ સાચો અંધ.

૨૦. પારકાની નિંદા કરનાર એ જ સાચો ધોબી.

૨૧. પરના ગુણોને ગ્રહણ કરનારો અને પોતાના અવ-ગુણોને જોનારો એ જ **સાચો દ્રષ્ટા.**

૨૨. વિનય અને વિવેક વિનાનો મનુષ્ય એ જ **સાચો પશુ.**

૨૩. ચંચળ લક્ષ્મીનો છૂટે હાથે સદુપયોગ કરવો એજ લક્ષ્મી પામ્યાની **સાચી સફળતા.**

૨૪. દર્દીઓના દર્દને દફનાવવા માટે બેદરકાર રહેનારા અને પૈસાથી ખીસાં ભરનારા વૈદ–ડોકટરો એ જ **સાચા યમરાજો.**

૨૫. પોતાની વસ્તુને પારકી અને પારકી વસ્તુને પોતાની માનવી એ જ **સાચી અજ્ઞાનતા.**

૨૬. આત્મામાં રહેલું ઘોર અજ્ઞાન એ જ અમાવાસ્યાનો **સાચો અંધકાર.**

૨૭. વિષયોની તૃષ્ણાને છીપાવનાર વીતરાગદેવની વાણી એ જ **સાચું પાણી.**

૨૮. પોતાની ઇચ્છા મુજબ પોતાના ધનને સન્માર્ગે વાપરનાર એ જ ધનનો **સાચો માલિક.**

૨૯. પારકી નિંદા કરનારા, ખોટા આક્ષેપો મૂકનાર અને પારકા મર્મને પ્રગટ કરનાર એજ **સાચો ચંડાળ.**

૩૦. સત્ય બોલવું, તપ કરવો, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો અને સર્વ જીવોની દયા પાળવી એ જ **સાચી શૌચ ક્રિયા.**

૪૩. દુર્ગતિમાં પડતા પ્રાણીઓને બચાવી લે એ જ **સાચો ધર્મ.**

૪૪. જે સુખ આવ્યા પછી ટકી પણ પાછું જાય નહિ. એ જ **સાચું સુખ.**

૪૫. આત્મામાં રહેલા અનંત ગુણોના ખજાનાને પ્રગટ કરી આપે એ જ **સાચું વિજ્ઞાન.**

૪૬. દિનપ્રતિદિન આત્માને ધર્મમાર્ગ ઉપર આગળ ને આગળ ધપાવવા માટે કરાતો પ્રયત્ન એ જ **સાચી પ્રગતિ.**

૪૭. કર્મના કઠિન પાસને તોડવા માટે ક્ષમા એ જ **સાચું શાસ્ત્ર.**

૪૮. લોકરૂઢીના પ્રવાહમાં નહિ તણાતાં પ્રતિશ્રોત ધર્મ-પ્રવાહમાં તરનારો એ જ **સાચો તારો.**

૪૯. સંસારરૂપ સમુદ્રમાં ઝોલાં ખાતી જીવનનૌકાને મુક્તિકિનારો દેખાડે એ જ **સાચો ખલાસી.**

૫૦. જગતનાં પ્રાણીઓને હેરાન કરનાર તૃષ્ણા અને લોભદશા એ જ **સાચી ડાકણો.**

૫૧. હિતશિક્ષાને નહિ સાંભળનાર એ જ **સાચો બધિર ( બહેરો ).**



## તે જ સાચું જ્ઞાન.

૧. મનુષ્યોને વિનયી, વિવેકી, નમ્ર અને દયાળુ બનાવે **તે જ સાચું જ્ઞાન.**

૨. ઉદ્ધતાઈ, અક્કડાઈ, સ્વચ્છંદતા અને નિર્દયતાને દૂર હઠાવે તે જ સાચું જ્ઞાન.

૩. શરીર અને આત્માની ભિન્નતાનું ભાન કરાવે તે જ સાચું જ્ઞાન.

૪. શરીર નાશવાન છે, અને આત્મા અવિનાશી છે, એવું જ્ઞાન પેદા કરે તે જ સાચું જ્ઞાન.

૫. આત્મા પોતે જ શુભ-અશુભ કર્મોનો કર્તા અને ભોક્તા છે, એ સિદ્ધાન્તને જે સમજાવે તે જ સાચું જ્ઞાન.

૬. ઈશ્વર બનાવનાર નથી પરંતુ ઈશ્વર બતાવનાર છે, એ માન્યતાને ધારણ કરાવે તે જ સાચું જ્ઞાન.

૭. પૌદ્ગલિક ઉન્નતિ તરફ કૂચ કરતી જનતાને આત્મોન્નતિનો સત્ય રાહ બતાવે તે જ સાચું જ્ઞાન.

૮. માનવભવની મહત્તા ભોગને નહિ પણ ત્યાગને જ આભારી છે : આ નક્કર સત્યનું ભાન કરાવે તે જ સાચું જ્ઞાન.

૯. ઈર્ષ્યા-અગ્નિમાં રાત અને દિવસ બળી રહેલા અને વિષયવિકારોની ભઠ્ઠીમાં ભૂંજાઈ રહેલા માનવીઓને શાન્તિ અર્પણ કરે તે જ સાચું જ્ઞાન.

૧૦. બાહ્ય શત્રુઓની અવગણના કરી રાગદ્વેષ આદિ આંતરિક શત્રુઓનો સામનો કરવાનું બળ સમર્પે તે જ સાચું જ્ઞાન.

૧૧. જન્મ અને મરણ નામના બે કારમા રોગથી માનવીઓને મુક્ત બનાવે તે જ સાચું જ્ઞાન.

૧૨. તન અને ધનના ભોગે પણ ધર્મની રક્ષા કરવાની તમન્ના જગાવે તે જ સાચું જ્ઞાન.

૧૩. પુણ્ય, પાપ, પરલોક અને આત્મા આદિ પદાર્થોના અસ્તિત્વમાં શ્રદ્ધાને દૃઢ બનાવે તે જ સાચું જ્ઞાન.

૧૪. સુદેવ, સુગુરુ અને સુધર્મનું સન્માન પેદા કરાવે તે જ સાચું જ્ઞાન.

૧૫. ભક્ષ્ય, અભક્ષ્ય, પેય અને અપેય પદાર્થોની પિછાણ કરાવે તે જ સાચું જ્ઞાન.

૧૬. અહમ્ અને મમની માયામાં અંધ બનેલી દુનિયાને હું કોઈ ચીજ નથી અને જગતમાં મારું કોઇ નથી, આ ભાવનારૂપ અંજનથી દેખતી કરે તે જ સાચું જ્ઞાન.

૧૭. અન્યના અવગુણ જોવાને બદલે પોતાના અવગુણો જોતાં શીખવે તે જ સાચું જ્ઞાન.

૧૮. પુણ્યને પુણ્ય જ અને પાપને પાપ જ માનવાની માન્યતા ઉત્પન્ન કરી આપે તે જ સાચું જ્ઞાન.

૧૯. જગતભરના તમામ પૌદ્ગલિક પદાર્થો મળવા સુલભ છે, પરંતુ વીતરાગકથિત ધર્મ મળવો અતિ દુર્લભ છે, આ સિદ્ધાન્તમાં સંપૂર્ણ વિશ્વાસ પેદા કરી આપે તે જ સાચું જ્ઞાન.

૨૦ સત્તા અને સંપત્તિનો સદુપયોગ કરતાં શીખવે તે જ સાચું જ્ઞાન.

૨૧. પત્નીની ખાતર જન્મદાતા માતા-પિતાને જુદા

રાખવાની નીચ (હલકટ) કાર્યવાહી ન કરાવે તે જ સાચું જ્ઞાન.

૨૨. દુરાચારની દુષ્ટતા અને સદાચારની શ્રેષ્ઠતાને સમજાવે તેજ સાચું જ્ઞાન.

૨૩. આ લોકમાં જ માત્ર ઉપયોગી થઈ શકે તે બધું જ્ઞાન મિથ્યાજ્ઞાન છે, એવી માન્યતા પેદા કરે તે જ સાચું જ્ઞાન.

૨૪. સંસારનાં સમસ્ત બંધનોમાંથી હું મુક્ત થઇશ એવા મનોરથો ઉત્પન્ન કરાવે તે જ સાચું જ્ઞાન.

૨૫. ઘોડા સાથે ગધેડાની, કસ્તૂરી સાથે કાદવની અને હીરા સાથે પથ્થરની સરખામણી કરવાની મૂર્ખાઈ ન કરાવે તે જ સાચું જ્ઞાન.

૨૬. ત્યાગધર્મ સિવાય કોઈની પણ મુક્તિ થઇ નથી, અને થશે પણ નહિ, આ સિદ્ધાન્તમાં સંપૂર્ણ શ્રદ્ધા ધરાવે તે જ સાચું જ્ઞાન.



## સદાચાર અને દુરાચારનો ભેદ.

૧. સદાચાર એ સોનું છે, જ્યારે દુરાચાર એ કથીર છે.

૨. સદાચાર એ સ્વર્ગની ચાવી છે અને દુરાચાર એ નરકનું દ્વાર છે.

૩. સદાચાર એ સુખનો ખજાનો છે, અને દુરાચાર એ દુઃખનો ડુંગર છે.

૪. સદાચાર એ દૈવી જીવન છે, અને દુરાચાર એ પશુ-જીવન છે.

૫. સદાચાર એ ઝગમગતી જ્યોત છે, અને દુરાચાર એ અમાવાસ્યાનો ઘોર અંધકાર છે.

૬. સદાચાર એ સાચી શ્રીમંતાઈ છે, અને દુરાચાર એ નરી દરિદ્રતા છે.

૭. સદાચાર એ સાચું ભૂપણુ છે, અને દુરાચાર એ મોટું દૂપણુ છે.

૮. સદાચાર એ સન્માનની વૃષ્ટિ છે અને દુરાચાર એ અપમાનની યષ્ટિ છે.

૯. સદાચાર એ સાચી વિદ્વત્તા છે અને દુરાચાર એ નરી અજ્ઞાનતા છે.

૧૦. સદાચાર એ જીવનનો સાચો શણુગાર છે અને દુરાચાર એ જીવનને ભસ્મીભૂત કરનાર અંગાર છે.

૧૧. સદાચાર એ છિદ્ર વિનાની સ્ટીમર છે અને દુરાચાર એ કાણી હોડી છે.

૧૨. સદાચાર એ સાચો વળાવો છે અને દુરાચાર એ પાકો લુંટારો છે.

૧૩. સદાચાર એ શાહુકારી છે અને દુરાચાર એ નાગાઈ છે.

૧૪. સદાચાર એ સદ્‌ગતિની સુંદર સડક છે અને દુરાચાર એ દુર્ગતિનો ખાડો છે.

૧૫. સદાચાર એ સુંદર મિત્ર છે અને દુરાચાર એ ભયંકર દુશ્મન છે.

૧૬. સદાચાર એ સાચો માણસાઈ છે અને દુરાચાર એ માણસાઇનું લીલામ છે.

卐

## કડક પણ સાચું.

૧. પાપી કરતાં પાપનો પ્રચારક વધુ ભયંકર છે. પાપી પોતાના આત્માને ડુબાડે છે, જ્યારે પાપનો પ્રચારક અનેક આત્માઓને દુર્ગતિના કૂપમાં પટકે છે.

૨. મૂર્તિને તોડનારા કરતાં મૂર્તિ પ્રત્યેની ભાવનાને તોડનારા વધુ ગુનેગાર છે.

૩. પાપનાં સ્થાનોમાં કોઇને વૈરાગ્ય થતો હોય તો તેમાં તથાપ્રકારની ભવિતવ્યતા, પૂર્વના સંસ્કારો અને સમ્યગ્જ્ઞાન જ કારણ છે, પરંતુ પાપનાં સ્થાનો તો એકાંતે ત્યાજ્ય જ છે.

૪. નાથવાળો બળદ કહેવાય છે અને નાથ વિનાનો સાંઢ કહેવાય છે. નાયક વિનાનું અગર અંકુશ વિનાનું ટોળું સાંઢ જેવું છે.

૫. 'કોઇ પણ ગચ્છ, પક્ષ કે વાડાનો અમોને મોહ નથી, બંધન નથી,' એમ બોલનારાઓ પણ એક જાતના વાડામાં જ પુરાયેલા છે, અને એક જાતના પક્ષમાં જ છે.

૬. 'ધર્મ' દુનિયાને નુકશાન પહોંચાડનારી ચીજ છે,'

એમ બોલનારા અને લખનારા કેવળ મિથ્યાત્વરૂપ સન્નિપાતમાં ઘેરાયેલા ભયંકર રોગના દર્દીઓ છે.

૭. જે જમાનામાં સ્વચ્છંદતા અને શિથિલતાને પ્રચારનારાં સાધનો વધુ હોય તે જમાનામાં ધર્મના નિયમોને ખૂબ જ મજબૂત બનાવવાની જરૂર છે. તે બંધનોને શિથિલ કરનારા સ્વચ્છંદતાને પોષનારા છે.

૮. જૂના જૂના ઇતિહાસોની શોધખોળ કરનારાઓએ હું ક્યાં હતો, ક્યાંથી આવ્યો, ક્યાં જઇશ, મારું પરિભ્રમણ કયા કારણે છે, એમ પોતાના ઇતિહાસની પણ શોધખોળ કરવા પ્રયત્ન કરવાની જરૂર છે.

૯. કોઈ ચીજની અછતનો અને ગરજાળુ ઘરાકની ગરજનો લાભ ઉઠાવી તે વસ્તુના મોંમાગ્યા દામ લેવા એ પણ એક જાતની અનીતિ છે.

૧૦. નટભવન, અરીસાભવન અને હસ્તિસ્કંધઆરોહણ એ કાંઈ મોક્ષમાર્ગનાં સાધનો નથી, પણ તેનાં શાશ્વત અને સાચાં સાધનો સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર જ છે.

૧૧. મુનિના નામનો અને વેષનો મોહ રાખનારાઓને તેને અનુકૂળ ચારિત્રપાલનનો અને શક્ય આજ્ઞાના પાલનનો પણ મોહ રાખવો જરૂરી છે.

૧૨. પર પંચાતની પટલાઈ કરવામાં આજ સુધી ઘણું ગુમાવ્યું, હવે તો પોતાના આત્માની પંચાત કરવામાં મળેલી સુંદર તકનો ઉપયોગ કરવો એ જ ડહાપણ ભરેલું છે.

૫. વિકારદૃષ્ટિથી રૂપને નીહાળવામાંજ રાતદિન રક્ત રહેનારી ચક્ષુની પ્રાપ્તિ કરતાં અંધાપો વધુ હિતકર છે એમ માનજો.

૬. બીજી વાતે સંતોષી બનજો, પરન્તુ ધર્મક્રિયા કરવામાં સદા અસંતોષી રહેજો.

૭. કોઇનું ભલું ન થાય તો તેનો બહુ વાંધો નહિ પણ બુરું તો કોઇનું કરશો જ નહિ.

૮. ધર્મ થાય એટલો કરજો પરંતુ તે કરનારાઓના માર્ગમાં અંતરાય રૂપ બની કાંટા તો કદી નાંખશો નહિ.

૯. કોઈના ગુણાનુવાદ કરવાનું ન બને તો ભલે, પરંતુ કોઈના અવર્ણવાદ ( નિંદા ) તો કદી કરશો નહિ.

૧૦. દેવ, ગુરુ અને ધર્મની ભક્તિ થાય એટલી કરજો પરંતુ તેમની કુભક્તિ કરવાની મૂર્ખાઈ કદી કરશો નહિ.

—**—

## એનો કદી વિચાર કર્યો છે ?

(૧) માનવભવ મળ્યો તો ખરો, પણ ફળ્યો કેટલો ? એનો કદી વિચાર કર્યો ?

(૨) આ વસ્તુ સારી અને આ વસ્તુ ખરાબ એ ભેદને સમજ્યા, પરંતુ સુદેવ કોણ અને કુદેવ કોણ એનો કદીયે વિચાર કર્યો ?

(૩) ધર્મના મર્મને સમજ્યા વિના શા માટે એમાં દોઢડહાપણ કરવું જોઇએ, એનો કદી વિચાર કર્યો ?

(૪) ધર્મ કરવાથી કેટલા ફાયદા થાય છે અને અધર્મથી કેવું ભયંકર નુકસાન થાય છે, એનો કદી વિચાર કર્યો ?

(૫) આજના વિલાસી વાતાવરણમાં પણ વૈભવવિલાસના માલિકો પણ અવસરે અવસરે ધર્મકરણીને ભૂલતા નથી, તો મારા જેવા પામરને કરવામાં શો વાંધો આવે એમ છે ? એનો કદી વિચાર કર્યો ?

(૬) મારી નિંદા કોઈ કરે તો હું લાલપીળો થઈ જાઉં છું. તો મારે કોઈની પણ નિંદા કરવાની શી જરૂર છે ? એનો કદી વિચાર કર્યો ?

(૭) મરવાનું નક્કી જ છે તો પછી સંસારસમુદ્રને તરવા માટે અને શિવસુંદરીને વરવા માટે આજ સુધી મેં શું કર્યું એનો કદી વિચાર કર્યો ?

(૮) તારી બે આંખો મીંચાયા પછી બધું જ અહીં રહી જવાનું છે, તો પછી મારું મારું કરી શા માટે તું મૂંઝાઈ રહ્યો છે, એનો કદી વિચાર કર્યો ?

(૯) ઘઉં અને કાંકરા બન્ને ભેગા હોય છે તેમાંથી ઘઉંને રાખી કાંકરાને ફેંકી દઉં છું, પણ અનેક ગુણોમાંથી અવગુણ શા માટે ગ્રહણ કરું છું ? એનો કદી વિચાર કર્યો ?

(૧૦) માનવભવની મહત્તા ત્યાગથી જ છે, તો પછી તેને ભોગોમાં શા માટે વેડફી નાંખવો જોઈએ, એનો કદી વિચાર કર્યો ?

(૧૧) તપ, જપ, ક્રિયાકાંડ તો ઘણા જ કર્યા, પણ

મનનો મેલ ટાળવા કેટલો પ્રયત્ન કર્યો, એનો કદી વિચાર કર્યો ?

(૧૨) દુનિયાનાં સમસ્ત કાર્યોમાં મનને મજબૂત બનાવાય છે, પણ ધર્મકાર્યોમાં તેને કેમ નિર્બળ બનાવી દેવાય છે. એનો કદી વિચાર કર્યો ?

(૧૩) જે આંખનો અંધાપો જેટલું નુકસાન નથી કરતો તેના કરતાં કંઈક ગણું નુકસાન અજ્ઞાનતાનો અંધાપો કરી રહ્યો છે, એનો કદી વિચાર કર્યો ?

(૧૪) વિષયોના ભોગવટામાં હમણાં તો લહેર માલમ પડે છે. પણ પાછળ તેનો ઝેર કેટલો છે, એનો કદી વિચાર કર્યો ?



## સાચું સુખ અને તેનાં સાધનો.

ધર્મથી સુખ અને પાપથી દુઃખ થાય છે. એ સિદ્ધાંત સર્વ ધર્મવાળાઓએ સ્વીકાર્યો છે, માટે પાપ નહિ કરતાં ધર્મનો સંગ્રહ કરવો જોઈએ.

જે લોકો એમ માને છે, કે સુખ અને દુઃખને આપનાર ઇશ્વર છે, એ તેમની માન્યતા બિલકુલ કપોલકલ્પિત હોઈ મિથ્યા ઠરે છે: કારણ કે નિરંજન નિરાકાર, પરમકૃપાળુ, રાગદ્વેષ વિનાના પરમાત્માને રાગ અને દ્વેષની પ્રવૃત્તિથી ભારોભાર ભરેલી દુનિયાને ઉત્પન્ન કરી તેને સુખ અને દુઃખ આપવાનું કોઇપણ પ્રયોજન જણાતું નથી.

હે ભગવાન ! પ્રશાન્ત રસમાં નિમગ્ન થયેલ એ ચક્ષુ-

ઓથી પ્રમાણ નાદું સુખકમલ છે, નાકે ઓળો સીનર શ્રમ વિનાનો છે. તારા બન્ને દાંતો શામ વિનાના છે, અને તેથી જ જગતમાં તું વીતરાગ દેવ કહેવાય છે.

સંસારરૂપી જડને મૂળથી ઉખેડી નાખનાર કોઇ મહોન્મત્ત હાથી હોય તો તે માત્ર એક (સમ્યગ) જ્ઞાન જ છે.

જડતારૂપી અંધકારનો નાશ કરનાર કોઇ સાચો સૂર્ય હોય તો તે માત્ર જ્ઞાન જ છે.

ત્રણ જગતમાં રહેલા સર્વ પદાર્થોને દેખાડનાર કોઇ અપૂર્વ નેત્ર હોય તો તે માત્ર જ્ઞાન જ છે.

ઇંદ્રિયોરૂપી હરણોને સુરકેટાટ બાંધનાર જો કોઈ જબરજસ્ત જાળ હોય તો તે માત્ર જ્ઞાન જ છે.

The great aim of education is not knowledge but action.

શિક્ષણ લેવાનો મુખ્ય હેતુ જ્ઞાન નથી પણ આચરણ છે.

નિષ્ફળ જવાના ભયથી જે ડરતા નથી તેને પોતાના કાર્યમાં જરૂર ફતેહ મળે છે.

ચંદનના (સુખડ) ભારને વહન કરનારો ગર્દભ, ચંદનનો ભાગી નથી, પરંતુ ભારનો જ ભાગી થાય છે. તે જ મુજબ ચારિત્ર વિનાનો જ્ઞાની માત્ર જ્ઞાનનો જ ભાગી થાય છે, પરંતુ સદ્દગતિનો ભાગી થતો નથી.

કોઈ માણસ તમારે ત્યાં વ્યાજ વગેરેની વાતચીત કર્યા વિના રૂપિયા મૂકી જાય તો તેને વ્યાજ મળતું નથી, તેમ

જગતના ભક્ષ્ય અગર તો અભક્ષ્ય પદાર્થોને નહિ ખાવાની પ્રતિજ્ઞા ધારણ નહિ કરે ત્યાં સુધી તેનું પાપ આવ્યા જ કરે છે, અને પુણ્ય મળતું નથી.

—*—

## બનતું નથી એમ ન બોલો.
## પણ કરવું નથી એમ બોલો.

તપ, જપ, વ્રત, પચ્ચખ્ખાણ, સામાયિક, પ્રતિક્રમણ કે પૌષધ આદિ ધર્મક્રિયાઓનો અમલ કરવા માટે જ્યારે જ્યારે મહારાજશ્રી તરફથી તેમના સમાગમમાં આવનારાઓને કહેવામાં આવે છે, ત્યારે ત્યારે મોટે ભાગે તેમના તરફથી એક જવાબ મળે છે અને તે એ કે અમારાથી બનતું નથી. આ તેમનો તદ્દન પોકળ અને લૂલો બચાવ છે. કારણ કે તેવું બોલનારાઓ ઉપર્યુક્ત ધર્મક્રિયાઓ કરતાં સંસારની અનેકવિધ કષ્ટવાળી ક્રિયાઓ કયાં નથી કરતા ?

શું ટાઈફોડ તાવવાળા દિવસોના દિવસો સુધી મગના પાણી ઉપર નથી રહેતા ? તો પછી તપ–જપ કરવામાં શો વાંધો આવે એમ છે ?

અમુક બીમારીના પ્રસંગે વૈદ્ય કહે તો તે પદાર્થો ખાવાના છોડી દે છે કે નહિ ? તો પછી ધર્મગુરુઓના કહેવાથી કંદમૂળ આદિ અભક્ષ્ય પદાર્થોને તિલાંજલિ આપવામાં શી હરકત આવે એમ છે ?

પૈસાના લોભને ખાતર ગમે તેવાઓની સેવા તનમનથી

કરો છો તો પછી આત્માની મુક્તિને ખાતર વીતરાગ દેવની સેવા તો દૂર રહી, શું દર્શન પણ ન થાય?

નિંદા, કુથલી અને ગપ્પાંસપ્પાં મારવાનો સમય મળે છે, તો શું ૪૮ મિનિટનું એક સામાયિક કરવાનો સમય નથી મળતો?

પાંચ-પચ્ચીશનો પગાર આપનાર શેઠની આજ્ઞા અડધી રાતે ઉઠાવવા તૈયાર થાઓ છો, તો શું દેવ અને ગુરુઓની આજ્ઞાઓનું શક્ય પાલન ન થાય?

સુપરટેક્સ, ઇન્કમટેક્સ અને વોટરટેક્સ આદિ અનેક ટેક્સોના પૈસા ખુશીથી ભરાય છે, તો પછી ધર્માદા ખાતાના લાગાઓ આપવામાં કેમ આનાકાની થાય છે?

આથી એ સિદ્ધ થાય છે કે સંસારની અનેકવિધ ક્રિયાઓ થાય છે તેમ ધર્મની ક્રિયાઓ પણ કરવી હોય તો થઈ શકે છે. માટે જ કહેવું પડે છે કે બનતું નથી એમ નહિ બોલો, પણ કરવું નથી એમ બોલો.



## જો અને તો.

૧. ફ્રન્ટિયર મેલની ઝડપે હાથમાં ફરતી મોટા મોટા મણકાની માળાનો ઉપયોગ જો ભોળી જનતાને ફસાવવા માટે જ હોય, પરંતુ તેની પાછળ આત્મકલ્યાણનો હેતુ જો ન હોય તો તે નિરર્થક છે.

૨. કપાળ ઉપર કરવામાં આવતો લાંબો કે ગોળ ચાંલ્લો

અજ્ઞાન જનતાને જો છેતરવામાં જ કામ લાગતો હોય, અને વીતરાગ પ્રભુની શક્ય આજ્ઞાને શિરોધાર્ય કરવાનો તેનો હેતુ જો ન હોય, તો તે બાર પણ લીંપણ બરાબર છે.

૩. સુંદર કવર, સુંદર કાગળ, સુંદર મુદ્રણ અને મોટાં બીબાંવાળા સંસ્થાઓના રિપોર્ટમાં માત્ર લાંબી લાંબી, ડાહી ડાહી, સેવાની અને ધર્મકાર્યોની વાયડી વાતોના જ તડાકા મારવામાં આવ્યા હોય, પરંતુ તેમાં દર્શાવેલ વસ્તુનો તે તે સંસ્થામાં જો અમલ ન થતો હોય તો તે ઝાંઝવાનાં નીર બરાબર છે.

૪. સાધુવેષ માત્ર ભોળી જનતાને આકર્ષવા માટે જ હોય, પરંતુ તે વેષની સંપૂર્ણ વફાદારી તેમ તેને અનુકૂળ સુંદર આચરણનું જ જો દેવાળું જ હોય તો એવા વેષની કોઈ કિંમત નથી.

૫. હાથવણાટના સૂતરનો, બગલાની પાંખ જેવો સફેદ ઝભ્ભો, જો દેશભક્ત તરીકે ગણાવવા પૂરતો જ હોય, પરંતુ તેની પાછળ જો દેશની અને લોકસેવાની સાચી તમન્ના અને શક્ય ક્રિયા ન હોય, તો વરસાદ વિનાના વાદળ બરાબર છે.

૬. સાકર અને શેરડીની મધુરતાને પણ મહાત કરે એવી, અને ટેબલ ઉપર હાથ અફાળી વિવિધ અભિનયવાળી વ્યાખ્યાનવાણી માત્ર લોકરંજન માટે તેમ જ પ્રખરવક્તા કહેવડાવવા માટે જ હોય, પરંતુ વાણી પ્રમાણે જરા પણ વર્તતા જો ન હોય, તો એ વ્યર્થ બકવાસ બરાબર છે.

૭. One rate (એક જ ભાવે) અત્રે સુંદર અને સ્વાદિષ્ટ

ભોજન મળે છે. ચોખ્ખા, ભેળસેળ વિનાના ઘીની એક જ ભાવની દુકાન આદિનાં લગાવેલાં પાટિયાં માત્ર હૈયાંના ફૂટા અને અક્કલના બૂઠા ઘરાકોને ફોસલાવવા પૂરતાં જ લટકતાં હોય, પણ અંદર લખેલા માલથી બિલકુલ જુદો જ માલ હોય તો તે વેપાર નથી, પણ ચોરી જ છે.

## વચનપુષ્પાંજલિ

બીજાં કેવાં છે એ જોવામાં યાદ રાખજો કે તમારે ઘણું ખોવાનું છે; જ્યારે હું કેવો છું એ જોવામાં પાપને પીવાનું છે.

પોતાના જીવનમાં સુંદર સગવડો ઊભી કરવા માટે તનતોડ પ્રયત્ન કરનારાઓને અન્યની સગવડોને ઝુંટવી લેવાનો કશો જ હક નથી.

ગુણને ગ્રહણ કરનારાઓ હંસની ઉપમાને પામે છે, અને અવગુણને ગ્રહણ કરનારાઓ કાગડાની ઉપમા પામે છે. એમાંથી જે ઉપમા પસંદ પડે તેવું કાર્ય કરજો.

પૂર્વના પુણ્યોદયથી તમોને કોઈ સત્તા મળી હોય તો સૌનું ભલું કરવામાં તેનો સદુપયોગ કરજો. જો સત્તાના મદમાં અંધ બની દુનિયાને રંજાડવાનો ધંધો કર્યો તો કર્મસત્તા તમારો દૂચો કાઢી નાંખશે.

જો તમે બુદ્ધિશાળી હો તો કોઈને ખાડામાં ઉતાર-

વાનો પ્રયત્ન ન કરતા, કોઈને સાચી સલાહ અને સુંદર શાખ બનાવવામાં તેનો સદુપયોગ કરજો.

હવે તમને શરીરસંપત્તિ પ્રાપ્ત થઈ હોય તો તેને માત્ર મોજ-શોખમાં નહિ જોડતાં, તપ-જપમાં જોડવાનો પણ પ્રયત્ન કરશો.

જેમ રૂથી દબાવેલી આગ પ્રગટ થયા વિના રહેતી નથી, તેમ છૂપું કરેલું પાપ પણ મોડું-વહેલું પ્રગટ થયા વિના રહેતું નથીઃ માટે પાપ નહીં કરવું એ જ શ્રેષ્ઠ માર્ગ છે.

સત્તા અને સંપત્તિ મેળવવા પ્રયત્ન કરો છો તેટલો પ્રયત્ન ધર્મપ્રાપ્તિ પાછળ કરો તો સત્તા અને સંપત્તિ, વિના નોતરે તમારે ત્યાં આવી જશે.

તમારી જાતને શાન્તિમાં રાખવા ઇચ્છતા હો તો કોઈની પણ શાન્તિને ઝુંટવી લેવાનો અધમ પ્રયત્ન કરશો નહિ.

ધનની પાછળ જ ગાંડા-ઘેલા બનેલા અને તેને જ સર્વસ્વ માનનારા માનવીઓ પાસે ધર્મની અને નીતિની આશા રાખવી વ્યર્થ છે.

ગુણી પુરુષોના ગુણગાન ગાવામાં અને સાંભળવામાં જેની જિહ્વા અને કર્ણ સજ્જ રહે છે, તથા અન્યને સુખી દેખી જેના હૃદયમાં ઈર્ષા-અગ્નિની આગ ભભૂકતી નથી તેવા જ આત્માઓ માનવજીવનની સફળતા કરી રહ્યા છે.

દુઃખીઓના દુઃખને દૂર કરવામાં જ તન, મન અને ધનનો ઉપયોગ કરનારા તથા અધર્મીને પણ ધર્મી બનાવ-

વાની ધગશવાળા પરોપકારરસિક આત્માઓ સાચા દયાળુ કોઈ જગતને આશીર્વાદરૂપ બની શકે છે.

બીજાના અવગુણોને જોવાની કુટેવ બંધ કરવી હોય તો પોતાના અવગુણોને જોવાની શરૂઆત કરો.

ત્યાગી ન બનાય તો ખેર, પરંતુ ત્યાગીના અને ત્યાગના પક્ષપાતી બનવાનું કદી છોડશો નહિ.

પોતાની સ્ત્રીને સીતાજી બનાવવાની ભાવનાવાળાએ પોતે રામચંદ્રજી બન્યા વિના છૂટકો નથી.

કોઈ પણ અધિકાર ( Degree ) ને પામીને જે મનુષ્ય પોતાના અધિકારને શોભે એવી કાર્યવાહી નથી કરતો તેના અધિકારમાંથી આદિનો 'અ' કાર નીકળી જવાંથી ધિક્કારને પાત્ર બને છે.

પોતાના ઉપકારીઓ પ્રત્યે બેવફા થનાર મનુષ્યો કુતરા કરતાં પણ નીચી હદના ગણાય છે.

દુઃખોથી કંટાળેલા આત્માઓને આપઘાત કરવાને બદલે તે દુઃખોથી મુક્ત થવા માટે કર્મનો ઘાત કરનાર ધર્મ સ્વીકારવાની જરૂર છે.

સંસારરૂપી બીજના અંકુરોને ઉત્પન્ન કરવાના કારણુ ભૂત રાગ અને દ્વેષ જેમનાં મૂળથી ક્ષય પામ્યાં છે, તેને જ વીતરાગ પરમાત્મા કહેવાય છે.

દુનિયાના મનુષ્યો ધર્મના ફળરૂપ સુખની ચાહના કરે છે, પરંતુ ધર્મથી હજારો કોસ દૂર ભાગે છે; અને પાપનું

સૌ જે દુઃખ દ્વેષી કરે છે: છતાં પાપકર્મો આદરપૂર્વક કરે છે. આ વિપરીત દશા ટળે નહિ ત્યાં સુધી કદાપિ સુખ મળે નહિ.

ધર્મ વિનાનો ધનવાન એ જ સાચો કંગાળ છે, અને દરીદ્રી હોવા છતાં, સાચો ધર્મી શ્રીમાન્ છે.

પાપ કરતાં થાબડનારા બહુ મળશે, પણ એ પાપનો વિપાક ભોગવવાના અવસરે સામું જોનારા અને બચાવનારા કોઇ નહિ મળે.

હિતશિક્ષાને સાંભળતાં જેનો આત્મા ક્રોધાતુર થાય તો સમજવું કે તેની ભાગ્યદશા પરવારી ગઇ છે.

હે મૂર્ખ ! સુખે બેસે છે, સુખે સૂએ છે, સુખે ખાય છે, સુખે પીએ છે; પણ પરલોકમાં પુણ્ય વિના તારા શા હાલ થશે તેનો જરા શાંત ચિત્તે વિચાર કર.

ઉદાર બનો પણ ઉડાઉ બનશો નહિ. કરકસરિયા બનજો પણ કંજૂસ બનશો નહિ. સ્વતંત્ર બનજો પણ સ્વચ્છંદી બનશો નહિ.

જે વખતે જે વસ્તુ મળી રહે તેમાં જ સંતોષ માની તેનાથી ચલાવી લેવાની ટેવ પાડજો કે જેથી ભવિષ્યમાં દુઃખી થવાનો પ્રસંગ ન આવે.

સાચું અને ખોટું એ બેના મિશ્રણમાં ખોટાને કાંઇ ગુમાવવાનું હોતું નથી. ગુમાવવાનું તો સાચાને જ છે.

તેનો જ જન્મ સફળ ગણાય છે, તેનાથી જ આ પૃથ્વી

વિભૂષિત છે કે જે અપકારીનું પણ પ્રસંગે ભલું કરવાનું ચૂકતો નથી.

તમારા માર્ગમાં કોઇ દુર્જન કાંટા નાંખે તો તેના બદલામાં તું ફૂલ બિછાવી સજ્જનતાની કોટિમાં તારું નામ નોંધાવવાનું ભૂલતો નહિ.

અહિંસા, સંયમ અને તપ એ જન્મમરણના રોગને દૂર કરનારા શ્રેષ્ઠ ઔષધ છે.

[ 'પ્રભાતનાં પુષ્પો'માંથી સાભાર]

***

## પુનર્જન્મનો એક નૂતન કિસ્સો

"બડોત ( જિ. મેરઠ ) ઉત્તર પ્રદેશમાં પરમ પૂજ્ય ૧૦૮ મુનિશ્રી વૃષભસાગરજી બિરાજે છે. મહારાજશ્રીના દર્શને આવનારાઓમાં એક છ વર્ષની બાલિકા એની માતા સાથે આવી હતી. એનું નામ અનુરાધા છે. અને એના પિતાનું નામ શ્રી અજિતપ્રસાદજી જૈન છે. તેઓ બડોતના છે. આ બાલિકા પોતાના પુનર્જન્મની બધી વાતો કરે છે. એ કહે છે-"હું મારા આગલા જન્મમાં હુકમચંદની પુત્રી હતી. અને વૈષ્ણવકુળમાં જન્મી હતી. મારું નામ કાંતિ હતું. અમે આઠ બહેનો હતી. મારા લગ્ન ૧૫ વર્ષની ઉમરે થયાં હતા. મારા પતિનું નામ મહેશ હતું. તેઓ મેરઠ જિલ્લામાં લોનીમાં રહેતા હતા. મારે બે પુત્રીઓ હતી. એમનાં નામ સુનીતા અને બેબી હતાં. બેબી ગુજરી ગઈ છે. મારું અવસાન દીલ્હીની મછલીવાલી ઇસ્પિતાલમાં થયું હતું.

તપાસ કરતાં બધી વાત સાચી લાગી છે. બાલિકા પોતાના પૂનર્જન્મનાં મા-બાપને તથા સાસરીઆને તેમજ પુત્રીને ઓળખી બતાવે છે. અત્યારે બાલિકા જૈનકુળમાં જન્મી હોવા છતાં જૈનધર્મનાં બદલે વૈષ્ણવધર્મને જ માને છે. અત્યારે પણ એ પોતાના પૂર્વ જન્મના ઘરે જવાની જિદ કરે છે. અને અત્યારનાં મા-બાપ પાસે રહેવા નથી ઈચ્છતી।

આવા કિસ્સાઓ કુતૂહલના પોષક થાય એ સ્વાભાવિક છે. પણ આથી માત્ર કુતૂહલભર્યો આનંદ અનુભવીએ એટલું પુરતું નથી. આવી ઘટનાઓ ઉપરથી 'જેવું કરે તેવું પામે' એવો જીવંત બોધપાઠ લઈને મનને ગુણિયલ અને દોષમુક્ત બનાવવાનો પ્રયત્ન કરવો એજ આવા બનાવો જાણ્યાનો સાર છે.

( જૈન સં. ૨૦૨૮ પર્યુષણ વિશેષાંકમાંથી સાભાર. )

***

## જૈનેતર શાસ્ત્રોમાં પુનર્જન્મનો નિયમ

'આ આત્મા કદી જન્મતો કે મરતો નથી અથવા પૂર્વે નહિ હતો ને ફરી નહિ હશે એમ પણ નથી આ અજન્મા, નિત્ય, શાશ્વત, પુરાતન છે. તેથી શરીર હણાવા છતાં હણાતો નથી.' [ ભગવદ્ ગીતા અ. ૨-૨૦]

'જેમ મનુષ્ય જૂનાં વસ્ત્રો ત્યજીને નવાં વસ્ત્રોને ધારણ કરે છે, તેમ આ દેહધારી (આત્મા) જુનાં શરીરોને ત્યજી નીજનં નવાં શરીરોને પામે છે....' [ભ. ગીતા. અ. ૨-૨૨]

'કેમકે જન્મેલાનું મૃત્યુ નક્કી છે અને મરેલાનો જન્મ નક્કી છે. માટે એ અનિવાર્ય વિષયમાં તું શોક કરવાને યોગ્ય નથી.' [ ભ. ગી. અ. ૨–૨૭ ]

'હે અર્જુન! મારા અને તારા પુષ્કળ જન્મો વીતી ગયા છે. તે બધાને હું જાણું છું, પણ હે પરંતપ! તું નથી જાણતો....' [ ભ. ગી. અ. ૪–૫ ]

'હે પાર્થ! આ લોકમાં કે પરલોકમાં તેનો વિનાશ નથી. કેમકે હે તાત! શુભ કર્મ કરનાર કોઇ (મનુષ્ય) દુર્ગતિને પામતો નથી.' [ ભ ગી. અ. ૬–૪૦ ]

'અને શ્રોત્ર–ચક્ષુ–ત્વચા–જિહ્વા, ઘ્રાણેન્દ્રિય તથા મનનો આશ્રય લઇને આ જીવાત્મા વિષયોને સેવે છે.'

[ ભ. ગીતા અ. ૧૫–૯ ]

'યોગભ્રષ્ટ (મનુષ્ય) પુણ્ય કરનારાઓના લોકોને પામી ઘણાં વર્ષો સુધી (ત્યાં) રહીને પવિત્ર શ્રીમંતોના ઘરે જન્મે છે. અથવા બુદ્ધિમાન યોગીઓના કુળમાં જન્મે છે. ખરેખર લોકોમાં આવો જે આ જન્મ તે અતિ દુર્લભ છે.'

[ ભ. ગીતા અ. ૬/૪૧–૪૨ ]

नाहं रामो न मे वाञ्छा भावेषु च न मे मनः।
शान्तिमास्थातुमिच्छामि स्वात्मन्येव जिनो यथा ॥ १॥

'હું રામ નથી. મને વાંછા નથી, પદાર્થોમાં મારું મન નથી. જેવી રીતે જિન પોતાના આત્મામાં શાંતભાવે રહ્યા છે તેવી રીતે શાન્તભાવે રહેવાને હું ઇચ્છું છું.'

[ યોગવાશિષ્ઠે ]

## મૃત્યુનો મર્મ

સાત દ્વારોમાંથી નીકળીને જીવ કઈ ગતિમાં જાય તે.

"ब्रह्मद्वारे च मोक्षस्यं, चक्षुर्भ्यां देवयोनयः।
नासाभ्यां मृत्युयोनिः स्यात्, कर्णाभ्यामसुरो भवेत् ॥१॥

वक्षेण यक्षराक्षस्य, लिंगद्वारेण कीटकः ॥
गुदाद्वारेण नरकं च, मरणं सप्तविधं स्मृतम् ॥२॥"

અર્થ:- બ્રહ્મદ્વારમાંથી જીવ નીકળે તો મોક્ષે જાય, આંખોમાંથી નીકળે તો કોઈપણ દેવજાતિમાં જાય, નાકમાંથી મૃત્યુયોનિમાં, કાનમાંથી અસુર જાતિમાં વક્ષઃસ્થલ (છાતી) માંથી યક્ષ-રાક્ષસાદિમાં લિંગદ્વારમાંથી કીડામાં અને ગુદાદ્વારમાંથી નીકળે તો નરકમાં, એમ મૃત્યુ બાદ સાત પ્રકારની ગતિ કહી છે.

## આયુ: પ્રમાણ

"लक्षं लक्षणलक्षितेन पयसा भानुप्रभामण्डलं,
क्षीणः दक्षिणपश्चिमोत्तरपुरः षट्-त्रि-द्विमासैककम्।
मध्यं छिद्रगतं भवेद्दशदिनं धूम्राकूले तद्दिनं,
सर्वज्ञैः परिभाषितं स्फुटतरं आयुःप्रमाणं ध्रुवम् ॥"

અર્થ:— સૂરજનું પ્રભા-તેજમંડળ લક્ષણથી લક્ષિત એવા પાણી વડે યુક્ત હોય તો લાખ વર્ષનું અર્થાત્ પૂર્ણ આયુષ્ય, જો તે મંડળ દક્ષિણ દિશામાં ક્ષીણ હોય તો છ માસ, પશ્ચિમમાં ત્રણમાસ, ઉત્તરમાં બે માસ, અને પૂર્વમાં એક માસ, જો મધ્યમાં છિદ્ર હોય તો દશ દિવસ, અને

ધૂમસથી વ્યાપ્ત હોય તો તે જ દિવસનું, એમ સર્વજ્ઞોએ સ્પષ્ટ આયુઃપ્રમાણ કહ્યું છે.

### મૃત્યુ જાણવાની રીત

"दीपनिर्वाणगन्धञ्च सुहृद्वाक्यमरुन्धतीम् ।
न जिघ्रन्ति न शृण्वन्ति, न पश्यन्ति गताऽऽयुषः ॥"

જે ઓલવાયેલા દીપકની ગંધ સુંઘતો નથી, જે મિત્રના વાક્યને સાંભળતો નથી, જે અરૂન્ધતીનો તારો દેખતો નથી, તેનું મરણ નજીક જાણવું.

卐

## ભાવદર્દ—ઔષધ—આરોગ્ય

(દીવાદાંડીના અજવાળામાંથી)

અનંત ઉપકારી શ્રી તીર્થંકર પરમાત્માઓએ ભાવરોગથી દુઃખી જીવોને સંપૂર્ણ આરોગ્ય આપવા નીચેની દવાઓ તે તે રોગો ઉપર નક્કી કરી છે.

### રોગોના પ્રકાર

(૧) સ્વાર્થલોલુપતાનો સન્નિપાત. (૨) કદાગ્રહનો વિષમ જ્વર. (૩) જ્ઞાનનું અજીર્ણ (અપચો). (૪) જિનાગમ-અન્ન ઉપર અરુચિ. (૫) પક્ષમોહ-આત્મગૌરવરૂપ ડબલ ન્યુમોનિયા. (૬) વિષયવાસના (ઇન્દ્રિયલોલુપતા) રૂપ ટી. બી T B (૭) પરનિંદારૂપ કેન્સર. (૮) આત્મપ્રશંસારૂપ વમન.

### દવાઓના પ્રકાર

(૧) સમ્યક્ત્વરૂપ પાવડર. (૨) ધર્મરાગનો અર્ક. (૩)

ત્યાજ્ય વસ્તુના ત્યાગનું સોલ્ટ. (૪) વાસનાનિગ્રહરૂપ સોડા બાયકાર્બ. (૫) ઉદારતાનું ઓઈલ (Oil). (૬) વિવેકશક્તિનો બેસ્ટ એક્સ્ટ્રેક્ટ. (૭) પરોપકારવૃત્તિરૂપ મિક્ષ્ચર (૮) પરદોષની ઉપેક્ષાનું સરત (૯) આરાધકભાવનું (વોટર) પાણી.

તા. ક:—ઉપરની બધી દવાઓ ગુણાનુરાગદૃષ્ટિની બોટલમાં ભરી ધર્મક્રિયાના સેવનરૂપે ઉંચે-નીચે હલાવી રોજ પ્રમાણસર લેવી. તો ઉપરના દરેક રોગો પર જાદુઈ અસર કરે છે. ઉપરાંત નીચેનો કોર્સ-સદ્‌ગુરુરૂપ ડોક્ટરોની દેખરેખ નીચે શક્તિ પ્રમાણે લેવો.

(૧) શ્રી જિનાજ્ઞા પીલ્સ (ગોળી) (૨) આરાધના ટેબ્લેટસ (ટીકડી). (૩) ધર્મોપદેશ જેલી (મુરબ્બો) (૪) પ્રાયશ્ચિત લેનીમેંટ (મલમ) (૫) દુષ્કૃત-પાપગર્હા ડેકોક્શન (ઉકાળો) (૬) પ્રતિક્રમણ લોશન (પ્રવાહી મલમ) (૭) સદ્‌ગુરુસેવા (અવલેહ) ચાટણ. (૮) દોષશુદ્ધિ ટીંક્ચર. (૯) આત્મનિરીક્ષણના ઇન્જેક્શનો. (૧૦) નિરીહ તપસ્યારૂપ N. A. B. નં. ૬૦૬ નાં ઇન્જેક્શનો. (૧૧) વર્તનશુદ્ધિના કેલ્શીયમ ઇન્જેક્શનો. (૧૨) સદ્‌ગુણપ્રશંસાના ગોલ્ડન ઇન્જેક્શનો.

આ પ્રીસ્ક્રિપ્શન લગભગ દરેક ભાવ દર્દીઓને માટે એક સરખી રીતે ઉપયોગી થાય છે. છતાં રાગ-દ્વેષ અને મોહ-રૂપી વાત, પિત્ત અને કફની વિષમતાવાળા તે તે દર્દીઓએ નીચેના સ્થળે અવિહડ શ્રદ્ધાની ફી આપી, તપાસ, નિદાન.

ચિકિત્સા, સારવારનો લાભ લઈ પોતાના રોગ દૂર કરવાનો પ્રયત્ન કરવો.

રોગ નિવારણ સ્થળનું નામ–

ધી યુનિવર્સલ સ્પિરિચ્યુઆલિઝમ હોસ્પીટલ,
રેસિડેંટ મેડિકલ ઓફિસર્સ, સુપ્રિમ સર્જન એન્ડ ફિઝિશ્યન.
ધી તીર્થંકર પરમાત્મા વીતરાગદેવની મેડીકલ થિયેરીના
પ્રેક્ટીશનર ક્વોલીફાઈડ ડોકટરો
શ્રી જિનાજ્ઞાધારી નિર્ગ્રન્થ સાધુઓ.
ઠે૦ તત્વચિંતન હાઉસ,
જ્ઞાનપરિણતિ સ્ટ્રીટ નં. ૩
મુ. શાસનનગર (વાયા) ડિગ્રીઝ ઓફ ધ મોક્ષ
સેન્ટ્રલ ઓર્ડર (જિનાજ્ઞા)

## તપથી નાશે વિકાર!

### બાહ્ય તપના ૬ ભેદો

૧ અનશન, ૨ ઉનોદરી, ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસત્યાગ, ૫ કાયક્લેશ અને ૬ સંલીનતા.

### અભ્યંતર તપના ૬ ભેદો

૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ સ્વાધ્યાય, ૫ કાયોત્સર્ગ અને ૬ શુભધ્યાન.

અનશનઃ–ખાવું નહીં તેનું નામ અનશન છે. તેના

પણ વળી બે પ્રકાર છે. એક ઈત્વર એટલે અમુક વખત માટે, બીજું યાવજ્જીવ એટલે જીવનપર્યંતનું.

આજના કાલમાં ઉપવાસ વિગેરે તપો કરવામાં આવે છે, તે બધા ઈત્વર અનશનના પ્રકાર કહેવાય. શ્રી મહાવીર-પ્રભુના શાસનમાં વર્તમાનકાળે વધુમાં વધુ છ માસના ઉપવાસ થઈ શકે છે. છ માસના ઉપવાસનો દાખલો છેલ્લામાં છેલ્લે અકબર બાદશાહના વખતમાં ચંપા નામની શ્રાવિકાએ કર્યાનો છે. ૨ાા મહિના કે ૮૧ દિવસ સુધીના કરનારા અત્યારે પણ જોવા મળે છે.

જિંદગી હોય ત્યાં સુધી આહાર ન લેવો એવું પચ્ચખાણ યાવત્કથીક અથવા યાવજ્જીવિક અનશન કહેવાય છે. અત્યારે શરીરબળ-મનોબળ કે જ્ઞાનબળના અભાવે જીંદગી સુધીના પચ્ચક્ખાણ કરવાનો નિષેધ છે. શરીર બહુ બિમાર હોય અને જિંદગીનો ભરોસો ન લાગતો હોય તો પણ અમુક સમય માટે સાગારિ અનશન કરી શકાય છે. એનાથી પણ ઘણો લાભ થાય છે.

**ઉનોદરી:-** ઉદર એટલે પેટને ઉણું રાખવું. લગાર ભુખ્યા ઉઠવું એને ઉનોદરી કહેવાય છે, અનાદિકાળથી ઈન્દ્રિયોનો લાલચુ બનેલો જીવડો જ્યારે કોઈ પસંદગીવાળી વસ્તુ આવી જાય, ત્યારે શરીરનું ભાન ભૂલીને તે ખાવા લલચાય છે. કેટલીક વખત તપશ્ચર્યાને ખરાબ કહેનારને ઉનોદરિતાનો અભાવજ હોય છે. રોગ તપથી કદી થતા નથી. ઘણી આગળ-પાછળ વધારી દીધેલી આહારની લાલસાથી

થાય છે. તપ કરનાર પોતાના શરીરના પથ્યાદિનો વિચાર કરે તો શરીર બગડે નહિ અને તપનો સાચો આનંદ આવે. "ભુખ્યું એને કાંઇ ન દુખ્યું" જેમ બને તેમ ઓછા આહારથી ચલાવી લેવાની ટેવ પાડવી. ઉપવાસ કરતાં પણ ઉનોદરીનો લાભ વિશેષ કહ્યો છે. આજે યુરોપમાં ભયંકર રોગો પણ ઉપવાસો (પાણી સિવાય કાંઇપણ નહીં) કરાવીને મટાડવાના અનેક દાખલા છે. તે પેપરોમાં ઘણી વખત ખબર આવે છે. તપસ્યાથી દ્રવ્યથી અને ભાવથી ફાયદો જ થાય છે.

વૃત્તિસંક્ષેપઃ- આ અનિત્ય શરીર માટે ખાવા-પીવા પહેરવા વિગેરે જીવનની જરૂરીઆતમાં જેમ બને તેમ ઓછા સાધનોથી ચલાવી લેવું, તેનું નામ વૃત્તિસંક્ષેપ છે. જેમ જરૂરીઆત વધારે તેટલું દુઃખ વધારે અને વિશેષ પાપમાં પડવાનું મન થાય. "મારે અમુક તો જોઇએ અમુક વિના ન જ ચાલે" આવા પ્રકારનાં વચનો વધારી મૂકેલ જરૂરીઆતને લઇને બોલાય છે. મળતી વસ્તુમાં પણ તપની વિચારણાપૂર્વક ઓછાથી ચલાવી લેવાની ટેવ રાખવાથી કોઇપણ પ્રસંગે મુંઝવણ થતી નથી. ઘરમાં પચીસ ચીજો હોય પણ મારે તો પાંચ કે સાત અને તે પણ પ્રમાણમાં જ ઉપયોગ કરવો છે. એવી વિચારણા લાવીને જેમ બને તેમ જરૂરીઆતમાં સંકોચ રાખવો. એ ભાવનાના અભાવે આજે શહેરના જીવનમાં શાક-અથાણાં ચટણી-રાઇતા આદિ અનેક જીભને લોભાવનારી અને શરીરમાં વિકાર-પ્રમાદ વધારનારી વસ્તુઓનો નિર્લજ્જ રીતે ઉપયોગ થઇ રહ્યો છે. એમાં જેમ

બને તેમ ઘટાડો કરાય અને મળતી વસ્તુમાં પણ ઇરાદાપૂર્વક ત્યાગવૃત્તિ રાખવી, એ જ હિતાવહ છે. જેથી પ્રતિકૂલતામાં પણ જરૂરીઆતને ત્યાગરૂપે માની આપણે સુખી રહી શકીશું અને અનુકૂલતામાં પણ સમભાવ કેળવી શકીશું.

**રસત્યાગઃ**— વિગઈઓનો ત્યાગ એ જ આનું બીજું નામ છે રસત્યાગ. એની પણ બાહ્ય તપના ભેદોમાં ગણત્રી છે. એમાં ચાર મહાવિગઈઓ આ છે. ૧ મદ્ય, ૨ માંસ, ૩ મદિરા અને ૪ માખણ. એ ઘણાં જીવોના નાશનું કારણ તેમજ વિષય-વિકારને બહુજ વધારનાર હોવાથી અને અભક્ષ્યમાં ગણત્રી હોવાથી ત્યાજ્ય જ છે. કૉડલીવેર ઓઈલ આદિ પ્રાણીઓના શરીરમાંથી ઉત્પન્ન થતી દવાઓ પણ આમાંજ ગણાય. પ્રાણકષ્ટે પણ આવા આત્મઘાતક-પાપ વધારનાર, કેફી પદાર્થો લેવા જોઈએ નહિ. આ સિવાય છ વિગઈઓ ભક્ષ્ય તરીકે પ્રસિદ્ધ છે. ૧ દૂધ, ૨ દહીં ૩ ઘી, ૪ તેલ, ૫ ગોળ અને ૬ કડા વિગય. તેના ત્રીશ નીવિયાતા કહ્યા છે. એ છએ પણ દરરોજ ખવાય નહિ એમ શાસ્ત્રકારોની આજ્ઞા છે જેમ બને તેમ ઓછો ઉપયોગ થાય તેમ કરવું. સંપૂર્ણ વિગઈઓના ત્યાગરૂપ આયંબીલ અને નીવીની તપશ્ચર્યા વારંવાર કરવા યોગ્ય છે.

**કાયક્લેશ (કષ્ટ)**:— આતાપના, લોચ, વિહારો વગેરે મુનિજીવનની ક્રિયામાં આ કાયકલેશરૂપ પાંચમા તપને વિશેષ સ્થાન છે. શાસ્ત્રમાં કહેલ વ્યવહાર મુજબ આ શરીરને કષ્ટ આપવું, એ કાયક્લેશ નામનો તપ કહેવાય છે. ખમા-

સમણું આપવા, ઉભા રહી અપ્રમત્ત રીતે પ્રતિક્રમણાદિની ક્રિયાઓ કરવી, કાઉસ્સગ્ગ કરવા, શાસનનાં કાર્યો માટે કાયાને કષ્ટ આપવું, એ રીતે શ્રાવકો પણ આ તપ કરી શકે.

*સંલીનતા:*– એકજ આસને-જગ્યાએ બેસીને ત્યારબાદ શરીરના અંગોપાંગ હલાવવા નહિ, ચપળતા નિવારવી, બ્રહ્મચર્ય-શીલની રક્ષા માટે સ્ત્રી-પશુ-નપુંસક આદિ રહેતા ન હોય એવા સ્થાનમાં રહેવું, મન-વચન-કાયાને તથા સર્વ પ્રકારની ઇન્દ્રિયોને કાબુમાં રાખવી એ સંલીનતા તપ કહેવાય છે.

આ છ પ્રકારનો તપ બીજાઓ જોઈ શકે, જેનાથી બાહ્ય એવા શરીરને કષ્ટ થાય તેવો હોવાથી બાહ્ય તપ કહેવાય છે. આ તપો સાદા ને સરલ છે. એનાથી આહાર-ઇન્દ્રિય-સંયમ. શરીરમાં સ્ફૂર્તિ, તેજ, સંયમરક્ષા અને નિર્જરા થાય છે, જ્ઞાની ભગવંતોએ દરેક પ્રકારના પ્રાણીઓ માટે જુદા જુદા પ્રકારના માર્ગો બતાવ્યા છે.

## અભ્યંતર તપના ૬ ભેદ

(૧) પ્રાયશ્ચિત:–પોતાનાથી થએલા દોષોની (પાપોની) શુદ્ધિ માટે પંચમહાવ્રતધારી ભગવંત પાસે દંડ લઈને શુદ્ધ થવું તેનું નામ પ્રાયશ્ચિત કહેવાય. તેનાં ૧૦ ભેદ છે તે આ પ્રમાણે:–૧ આલોચના, ૨ પ્રતિક્રમણ, ૩ મિશ્ર, ૪ વિવેક, ૫ વ્યુત્સર્ગ, ૬ તપ,૭ છેદ, ૮ મૂલ, ૯ અનવસ્થા, ૧૦ પારાંચિત. વર્તમાનમાં ૯ ને ૧૦ મું વિચ્છેદ ગયા છે.

(૨) વિનય– "વિણયમૂલસ્સ" ધર્મરૂપ વૃક્ષને વિનય

રૂપ મૂળીયું હોય છે. વિશેષ પ્રકારે કર્મો જેનાથી દૂર કરાય તે વિનય. તેના ચાર ભેદ છે.

[૧] જ્ઞાનવિનય–બહુમાન સહિત જ્ઞાનનો વિનય કરવો. જ્ઞાનના ઉપકરણો જેવા કે પાટી–પેન પુસ્તક–ચાપડા વિગેરેની તથા જ્ઞાનીની આશાતના ટાળી ભક્તિ સાચવવી તે.

[૨] દર્શનવિનય–સમકિત તથા સમકિતધારીનો વિનય કરવો. શ્રી વીતરાગ ભગવંતોએ ભાખેલા તત્ત્વો ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી તે.

[૩] ચારિત્રવિનય–ચારિત્ર અથવા ચારિત્રધારી ત્યાગીનો વિનય કરવો. ચારિત્રના ઉપકરણોની આશાતના ન કરવી. ચારિત્રમાં એકચિત્ત રાખવું તે.

[૪] ઉપચારવિનય–આચાર્ય–ઉપાધ્યાય આદિ શાસનહિતચિંતક અને જગતનાં ઉપકારક મહાત્માઓ પધારતા હોય તો સામા જવું. હાથ જોડવા, શીર ઝુકાવવું, સઘળું ઉચિત સાચવવું, એ ઉભા હોય ત્યાં સુધી બેસવું નહિં, જાય ત્યારે–વિહાર કરે ત્યારે મૂકવા જવું. પાછળ પણ ગુણગાન કરવા તે ઉપચાર વિનય કહેવાય. વળી વિનયના જુદી જુદી અપેક્ષાએ પણ તેર, બાવન, એકાણુ, દશ, પચાસ આદિ ભેદો કહ્યા છે.

(૩) **વૈયાવચ્ચ**—રત્નત્રયીના આરાધક નાના મોટા આત્માઓની આહાર, ઉપધિ, વસ્ત્ર–પાત્ર અને બીજા ઉપકરણો વડે બહુમાનપૂર્વક ભક્તિ કરવી, એ વૈયાવચ્ચ કહેવાય છે. ૧ આચાર્ય. ૨ ઉપાધ્યાય. ૩ સ્થવિર. ૪ તપસ્વી. ૫ નવિન સાધુ. ૬ બીમાર સાધુ. ૭ સાધર્મિક. ૮ કુલ. ૯ ગણ.

૧૦ સંઘ. આ દશની શક્તિ ગોપવ્યા વિના ઉચિત ભક્તિ-
વિનય કરવો એ વૈયાવચ્ચ ગુણ અપ્રતિપાતિ ગુણ કહ્યો છે.
જ્ઞાનમાં અભિમાનને, તપમાં ક્રોધને અવકાશ છે. વૈયાવચ્ચ-
ગુણ ક્ષમા અને નમ્રતાગુણ વિના કેળવી શકાતો નથી. ભરત
ચક્રવર્તિ અને બાહુબલી પૂર્વભવમાં પાંચસો પાંચસો ત્યાગી
સાધુઓની વૈયાવચ્ચ-સેવા કરવાથી અતુલ બલવાન્ થયા.
નંદીષેણ મુનિના વૈયાવચ્ચ ગુણની દેવલોકમાં ઈન્દ્રદ્વારા
પ્રશંસા થઈ. પુણ્ય વિના ત્યાગી અને આરાધક જીવોની
વૈયાવચ્ચ કરવાનો લાભ મળવો દુર્લભ છે. જેઓને અભ્યાસ
કરીને આગળ વધવા માટે ઉત્તમ પ્રકારનો ક્ષયોપશમ મળ્યો
નથી, તેમને પણ વૈયાવચ્ચ ગુણ તરવાનું અનુપમ સાધન
છે. જેઓમાં વૈયાવચ્ચ ગુણનો સદ્ભાવ નથી હોતો તેઓ
પોતાના જ્ઞાનને દીપાવી શકતા નથી.... આ ગુણ અથવા
અભ્યંતર તપ બધાએ કેળવવા વારંવાર પ્રયત્ન કરવો યોગ્ય છે.

(૪) સ્વાધ્યાય:—સ્વાધ્યાય એટલે જ્ઞાની ભગવંતોના
વચનોને શીખવાં, પરાવર્તન કરવું આદિ. એના ૫ ભેદો છે.
(૧) ધાર્મિક-આગમ-પ્રકરણ ગ્રંથોનું વાચન કરવું તે વાચના
કહેવાય. (૨) વાચના કે વાચન કર્યા બાદ કે ગમે ત્યારે
ધાર્મિક પ્રશ્નો કરવા, અથવા અશુદ્ધિની પ્રમાર્જના માટે પૂછવું
તે પૃચ્છના કહેવાય. (૩) ભણેલું કે વાંચેલું કે કંઠે કરેલું
મોઢેથી પુસ્તકના આધાર વિના બોલી જવું, વારંવાર
આવૃત્તિ કરવી, મનન કરવું તે પરાવર્તના. (૪) અને મનમાં
વારંવાર ચિંતવના-મનન કરવું તે અનુપ્રેક્ષા. (૫) વ્યાખ્યાન

સાંભળવા, ધર્મની વાતો કરવી, ધર્મનો ઉપદેશ કરવો, તે
ધર્મકથા. આ પાંચે પ્રકારના સ્વાધ્યાય છે. સાધુ-સાધ્વી-
શ્રાવક-શ્રાવિકાઓ સદૈવ સ્વાધ્યાયમાં એકાગ્રતા વધારવાની
જરૂર છે. સ્વાધ્યાયમાં એકાગ્ર બનેલું મન ચપલતા નિવારી
સ્થિર બને છે. વિકથાને વારવા, જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષયો-
પશમ કરવા, મનની મલિનતાને દૂર કરવા, આત્માને હમેશાં
જાગૃત રાખવા અભ્યંતર તપ સ્વાધ્યાય એ ઉત્તમ સાધન છે.

(૫) કાયોત્સર્ગ:- કર્મક્ષયને માટે, શરીરને સ્થિર
રાખી, મૌનપણે ધ્યાનમાં રહેવું અને ૧૯ દોષોને ટાળવા
તેનું નામ કાયોત્સર્ગ. તેમાં ઉત્તમ આત્માઓના ગુણોને સંભા-
રવા. કાઉસ્સગ્ગમાં ઉભા રહેવાથી અંગોપાંગ તુટે તો એમ
માનવું કે મારા કર્મો તુટે છે. બની શકે તો દશ-વીસ-પચીસ,
કાઉસ્સગ્ગ ઉભા ઉભા કરવાની ટેવ રાખવી. સંવત્સરી પાક્ષિક
પ્રતિક્રમણમાં જે ચાલીસ લોગસ્સ આદિના કાઉસ્સગ્ગો આવે
છે તેનું ફળ કહે છે. "પાપ કરવાની મનાઇ કરતા શાસ-
નમાં પાપ થઈ જાય તો તેના માટે પ્રાયશ્ચિત પણ છે. પ્રતિ-
ક્રમણ તેમજ શ્વાસોશ્વાસના કાયોત્સર્ગ જણાવ્યા છે. સંવ-
ત્સરી પ્રતિક્રમણમાં એક હજાર આઠ શ્વાસોશ્વાસનો કાઉસ્સગ્ગ
આવે. તે 'ચંદેસુ નિમ્મલયરા' સુધી પચીસ શ્વાસોશ્વાસ
થાય, એમ નિર્યુક્તિકાર જણાવે છે. એક નવકારના આઠ
શ્વાસોશ્વાસ થાય. "પાયસમા ઉસાસા" પદ તેટલા શ્વાસો-
શ્વાસ, તેમાં ૪૦ લોગસ્સ ઉપર અધિક એક નવકાર અને
ચોમાસી પ્રતિક્રમણમાં ૫૦૦ શ્વાસોશ્વાસ થાય અને પક્ખીમાં
૩૦૦ શ્વાસોશ્વાસનો કાઉસ્સગ્ગ આવે છે. લોગસ્સ ૪૦ અને

ધ્યાનથી તિર્યંચની ગતિ અને રૌદ્રધ્યાનથી પ્રાયઃ નરકની ગતિ થાય છે. ધર્મધ્યાન દેવલોકાદિનાં સુખો આપે છે, જ્યારે શુક્લધ્યાન મુક્તિમાં પહોંચાડે. આર્ત-રૌદ્ર ધ્યાન બંનેને ત્યાગી જીવે સદૈવ ધર્મ અને શુક્લ ધ્યાન ધ્યાવવા યોગ્ય છે.

નિર્જરા:— આ પ્રકારનાં બારે બાહ્ય અને અભ્યંતર તપોની નિર્જરાતત્ત્વમાં જ્ઞાની ભગવંતોએ ગણત્રી કરી છે. તપથી નિર્જરા થાય. નિર્જરા એટલે લાગેલાં કર્મોનું છુટા પડવું તે. એનાં કારણભુત તપને પણ નિર્જરા કહેવામાં આવે છે. જીવને નિર્જરા બે રીતે થાય છે, કર્મ ભોગવાઇને આત્માથી છુટા પડે, અને તપ વડે જુદા થાય. ભોગવાતા જાય અને છુટા પડે એને અકામનિર્જરા કહેવાય. આ તો સર્વ જીવોને સદાકાળ ચાલુ છે. આત્માને લાગેલ કર્મમેલ દૂર કરવા શ્રી જિનેશ્વરોએ પ્રરૂપેલ તપવડે નિર્જરા કરાય તે સકામનિર્જરા કહેવાય. બાર પ્રકારના તપના ભેદો હોવાથી નિર્જરાના પણ બાર ભેદો છે. ઉપરોક્ત મુજબ બાર પ્રકારનો તપ શક્તિ મુજબ આચરવો જોઇએ. સોનાની કાળાશ અગ્નિ વડે દૂર કરી શકાય છે. અને એનું મૂળ સ્વરૂપ પ્રગટ થાય છે. તેમ તપરૂપ અગ્નિવડે આત્મા શુદ્ધ બને છે અને અને તેનું શુદ્ધ મૂળ સ્વરૂપ પ્રગટ થાય છે. તપશ્ચર્યા આત્મ-શુદ્ધિ માટે કરવાની છે.

**તપશ્ચર્યા બાદ કેવા ભાવ હોય?**:— તપશ્ચર્યા કર્યા પછી એનો સ્વાદ રહેવો જોઇએ. તપના દિવસો પછી અર્થાત્ પારણામાં આહારાદિમાં ભાન (ખ્યાલ) નહિ રાખી સ્વાસ્થ્ય

નિર્દોષ અને નિર્વિકાર હોય તેટલી મનની પવિત્રતા. મનની પવિત્રતા ઉપર જ આત્માની સાચી આરાધનાનો આધાર રહેલો છે. "ખાવામાં શું બગડી જવાનું? મન પવિત્ર રાખીએ એટલે બસ" આવી વાતો કરવા માત્રથી આત્મકલ્યાણ સાધી શકાતું નથી.

ઇન્દ્રિયોની ગુલામી અભક્ષ્યભક્ષણ તરફ દોડાવે છે. ઇન્દ્રિયોના ગુલામ બનેલા ચિત્તની સ્થિરતા પામી શકતા નથી. પાંચે ઇન્દ્રિયોમાં જીભને જીતવી એ કઠીન કામ કહ્યું છે. માટે કોઈ પણ બહાનાએ ઇન્દ્રિયોને છુટી મૂકવી યોગ્ય નથી. ઇદ્રિયોને અંકુશમાં રાખી ભક્ષ્યાભક્ષ્યનો વિવેક જાગતો રાખી જીવનને કેળવાય તો પરમ કલ્યાણ પમાય. ઘણાંય જીવોને બાવિસ અભક્ષ્યોના નામ ખ્યાલ નથી હોતાં. જેથી સમજણ માટે સંક્ષેપમાં આ પ્રમાણે છે. ૧ વડના ટેટા, ૨ પીપળાના ટેટા, ૩ પીપરની પેપડી, ૪ કચુંબરના ટેટા, ૫ ઉંબરાના ટેટા, એ પાંચે જાતના ટેટામાં બેઇદ્રિયાદિ ઘણાં ત્રસ જીવો ઉપજે છે. ૬ મધ, ૭ માખણ, ૮ મદિરા, ૯ માંસ, આ ચાર મહાવિગય કહેવાય છે. અસંખ્ય ત્રસ જીવોથી ભરેલા હોય છે. તથા ક્ષણેક્ષણે અસંખ્ય જીવો ઉપજે છે. ૧૦ બરફ (તેની બનાવેલ વસ્તુઓ આઇસ્ક્રીમ-કુલફી આદિ), ૧૧ કરા, ૧૨ સર્વ જાતિનું ઝેર, ૧૩ કાચી માટી મીઠું વિગેરે, ૧૪ રાત્રિભોજન, ૧૫ બહુબીજ, ૧૬ બોળ અથાણું, ૧૭ વિદળ (કઠોળની સાથે કાચું દૂધ, કાચું દહીં, કાચી છાશ ભેગી કરવી તે) કઠોળ અને કાચા દૂધ આદિના મિશ્રણ થયે અસંખ્ય બેઇંદ્રિય જીવોની ઉત્પત્તિ થાય છે. ૧૮ વેંગણ

૨૭ સેગ, ૨૮ લીલી મોથ, ૨૯ ભૂંઈફોડ (ચોમાસામાં ઉકરડા વિગેરેમાં બીલાડીના ટોપ છત્રના જેવા આકારે થાય છે. તે), ૩૦ પલ્યંક (એક જાતિનું શાક.) ૩૧ આલુ (બટાટા), ૩૨ પિંડાલુ (ડુંગળી પ્યાજ-કાંદા).

આમાં કેટલાંક નામો પ્રસિદ્ધ જણાતા નથી. જો કે અનંતકાય ઘણાં છે, પરંતુ તે દેશોમાં પ્રસિદ્ધ થયેલા અને લોકના વ્યવહારમાં બત્રીશ હોવાને લીધે બત્રીશ નામો આપવામાં આવ્યા છે. આ સિવાય ગુગલનું ઝાડ, સેવાલ, પાંચ વર્ણની લીલફુલ (ચોમાસામાં બધે થઈ જાય છે તે) બધી જાતના કોમળ ફળ, શીણુના પાદડા આદિ પણ અનંતકાય છે. આમાં બતાવેલા સિવાયની કોઈપણ વનસ્પતિ પ્રત્યેક છે કે અનંતકાય તેને સમજવા માટે આ પ્રમાણેના લક્ષણ ધ્યાનમાં રાખવા જરૂરી છે. (૧) જેના સાંધા, નસ વગેરે ગુપ્ત હોય (૨) જેને ભાંગવાથી તાંતણા નીકળે નહિ. (૩) ભાંગવાથી સરખા ભાગ થાય. (૪) કાપ્યા પછી પણ સ્વયં ઉગે, વધે એ ચાર લક્ષણ સાધારણ વનસ્પતિ (અનંતકાય)-ના કહ્યા છે. મેથી વગેરેની ભાજીમાં મૂળ પાસેના બે પાંદડા બીજા બધા પાંદડાથી જાડા અને જુદા જ આકારના હોય છે. તે અનંતકાય હોય છે ભાજી વગેરેનો ઉપયોગ કરતાં અનંતકાય ન આવી જાય માટે એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.

આત્મહિતેચ્છુએ પોતાની જીભના અલ્પ સ્વાદ માટે અનંતા જીવોનો નાશ કરવો વ્યાજબી નથી. આ જગતમાં જેટલા મનુષ્યો, જેટલા દેવો, જેટલા નારકી, જેટલા તિર્યંચ

મીંચીને ઉઘાડીએ એટલામાં અસંખ્યાતા સમય થઈ જાય છે. કમળના ગઠ્ઠામાં પાન બત્રીશ ઝુક્યા હોય. કોઈ બળવાન્ પુરુષ પોતાના શરીરના બળથી લઈ ભાલીને સોયથી વીંધે તે સોય એક પાનને વીંધીને બીજા પાન ઉપર જેટલા વખતમાં જાય એટલા વખતમાં અસંખ્યાતા સમય થાય; એમ શ્રી મહાવીર ભગવાને પોતાના પ્રથમ શિષ્ય શ્રી ગૌતમસ્વામી ગણધર ભગવંતને કહ્યું છે. સમયને સમજાવવા માટે બીજું દૃષ્ટાંત જુના વસ્ત્રનું કહ્યું છે. જીર્ણ બની ગએલું વસ્ત્ર હોય તેને કોઇ બળવાન માણસ પોતાના સર્વ બળે કરીને ફાડે, તે વસ્ત્રના એક તાંતણાથી બીજે તાંતણે પહોંચે, તેટલીવારમાં પણ અસંખ્યાતા સમય થઇ જાય છે.

એક મુહૂર્તમાં બે ઘડી (૪૮ મીનીટ) થાય. શાસ્ત્રના પ્રમાણથી તેટલા સમયમાં સાડત્રીશસો તહોંતેર (૩૭૭૩) શ્વાસોશ્વાસ થાય એટલા કાળમાં નિગોદના જીવના પાંસઠ હજાર પાંચસો છત્રીશ ( ૬૫૫૭૬ ) ભવો થાય. એક દિવસના શ્વાસોશ્વાસ એકલાખ તેરહજાર એકસો નેવું ( ૧૧૩૧૯૦ ) થાય છે. કર્મના પંજામાં ફસાએલો નિગોદનો જીવ એક દિવસ ( ૨૪ કલાક ) માં ઓગણીશ લાખ છાસઠ હજાર અને એંસી (૧૯૬૬૦૮૦) ભવો કરે. એક મહિનાના શ્વાસોશ્વાસ ગણિતને અનુસારે તેત્રીસ લાખ પંચાણું હજાર સાતસો ( ૩૩૯૫૭૦૦ ) થાય. તેટલા કાળમાં નિગોદનો જીવ પાંચ કરોડ નેવ્યાશી લાખ બ્યાસી હજાર અને ચારસો ( ૫૮૯-૮૨૪૦૦ ) વાર જન્મ કરે. એક વરસમાં ચાર કરોડ સાત લાખ અડતાલીસ હજાર ચારસો (૪૦૭,૪૮૪૦૦) શ્વાસોશ્વાસ

૩૦ અહોરાત્ર= ૧ માસ

૨ માસ=૧ ઋતુ. વરસમાં ૬ ઋતુ આવે ૧ હેમન્ત, ૨ શિશિર, ૩ વસંત, ૪ ગ્રીષ્મ, ૫ વર્ષા, ૬ શરદ.

૩ ઋતુ અથવા ૬ મહિના=૧ અયન.

૨ અયન અથવા ૬ ઋતુ અથવા ૧૨ માસ=૧ વરસ

૫ વરસ=૧ યુગ. ૮૪ લાખ વરસ=૧ પૂર્વાંગ.

૮૪ લાખ પૂર્વાંગ (૭૦૫૬૦૦૦,૦૦૦૦૦૦૦ વર્ષ)=૧ પૂર્વ એવા ૮૪ લાખ પૂર્વનું પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ-સ્વામીનું તેમજ શ્રી સીમંધરસ્વામીનું આયુષ્ય જાણવું.

અસંખ્યાતા વર્ષ=૧ પલ્યોપમ.

દશ કોડાકોડી પલ્યોપમ (૧૦,૦૦૦૦૦૦૦,૦૦૦૦૦૦૦) =૧ સાગરોપમ.

દશ કોડાકોડી સાગરોપમ=૧ ઉત્સર્પિણી અથવા ૧ અવ-સર્પિણી.

વીશ કોડાકોડી સાગરોપમ=૧ કાલચક્ર.

અનંત કાલચક્ર=૧ પુદ્દગલ પરાવર્તન.

પલ્યોપમ સાગરોપમની વ્યાખ્યા અથવા સમજ.

ચાર ગાઉ લાંબો, પહોળો, ઉંડો, ગોળ કુવો હોય, તેમાં ૭ દિવસના જન્મેલા ઘેટાના વાળના ઝીણાં ટુકડા કરીને ઠાંસી ઠાંસીને ભરવામાં આવે જરાપણ જગ્યા ખાલી ન રહે એના ઉપર પાણીના ધોધ ચાલ્યા જાય તો પણ ટીપું પાણી અંદર ઉતરે નહિં, ચક્રવર્તિની સેના ઉપર ચાલે તો સ્હેજ માત્ર

(૨૫૦૦૦૦૦૦૦૦,૦૦૦૦૦૦૦)
ગોગી થાય છે. પચીશ કોડાકોડી સૂક્ષ્મ ઉદ્ધાર સાગરો-
સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ અથવા અઢી સૂક્ષ્મ ઉદ્ધાર સાગરોપમના જેટલા સમય થાય. એટલા દ્વીપ-સમુદ્ર તે પૃથ્વી ઉપર આપણે વસીએ છીએ તે (તિરછીલોક) માં છે.

૩. તે વાળનાં કણીયામાંથી દરેક સો સો વરસે એક એક કાઢવામાં આવે, અને જ્યારે તે ખાલી થાય ત્યારે સંખ્યાતા વર્ષ પ્રમાણ બાદર અદ્ધા પલ્યોપમ થાય. આ ઉપયોગી નથી.

૪. તે વાળના ટુકડાના અસંખ્યાતાં-અસંખ્યાતા ઝીણા ટુકડા કલ્પીએ અને સો સો વરસે એક ઝીણો ટુકડો કાઢીએ અને જ્યારે તે પલ્ય ખાલી થાય ત્યારે એક સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ થાય એવા દશ કોડીકોડી પલ્યોપમ થાય ત્યારે એક સૂક્ષ્મ અદ્ધા સાગરોપમ થાય. આ પલ્યોપમ દેવ નારકી મનુષ્ય વિગેરેના આયુષ્ય તથા ઉત્સર્પિણી અવસર્પિણી વગેરે કાળના માપમાં ઉપયોગ આવે છે જ્યાં જ્યાં સામાન્ય રીતે પલ્યોપમ સાગરોપમની વાત કહી હોય ત્યાં સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ, સાગરોપમ સમજવા.

૫. જો કે ક્ષેત્ર પલ્યોપમના સૂક્ષ્મ ને બાદર એ ભેદ અહીં ઉપયોગના નથી. પરંતુ છ પ્રકારના પલ્યોપમના વર્ણન સાથે એનું પણ કિંચિત્ વર્ણન વિચારાય છે. તે કુવામાં રહેલા વાળના ટુકડાને સ્પર્શી રહેલા આકાશપ્રદેશને સમયે સમયે કાઢતાં જ્યારે ખાલી થાય ત્યારે બાદર ક્ષેત્ર પલ્યોપમ થાય

૬. તે પલ્યમાં રહેલા વાલાગ્રને સ્પર્શેલા અને ન સ્પર્શેલા સર્વ આકાશપ્રદેશને સમયે સમયે કાઢતાં ખાલી થાય ત્ય

સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમ કહેવાય આ પલ્યોપમમાં અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ ચાલ્યો જાય દ્રષ્ટિવાદમાં જીવાદિ પદાર્થોની ગણત્રી માટે આ પલ્યોપમ ઉપયોગી થાય છે.

દશ, કોડાકોડી પલ્યોપમે એક સાગરોપમ, એવા તેત્રીસ સાગરોપમનું આયુષ્ય સાતમી નારકીના જીવોનું તેમજ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવોનું હોય છે. દશ કોડાકોડી સાગરોપમની એક ઉત્સર્પિણી થાય છે. તેટલાજ કાળમાં એક અવસર્પિણી થાય છે. બન્ને મળી વીશ કોડાકોડી સાગરોપમનું એક કાળચક્ર થાય.

વર્તમાન કાળમાં અવસર્પિણી કાળ ચાલે છે. તેનો પહેલો આરો સુષમસુષમા નામનો ચાર કોડાકોડી સાગરોપમનો, તેમાં મનુષ્યો સુખીયા મહારૂપવંત; બહુ જ સરળ, ૩ ગાઉના શરીરવાળા, ત્રણ પલ્યોપમના આયુષ્ય વાળા હોય.

બીજો આરો સુષમા નામનો ત્રણ કોડાકોડી સાગરોપમનો હોય, તેમાં મનુષ્ય બે ગાઉના શરીરવાળા અને બે પલ્યોપમના આયુષ્યવાળા હોય.

ત્રીજો આરો સુષમદુષમા નામનો બે કોડાકોડી સાગરોપમનો, તેમાં મનુષ્યો એક ગાઉના શરીરવાળા અને એક પલ્યોપમના આયુષ્યવાળા હોય. અને આ ત્રણે આરામાં સુખીયા મનુષ્યોને જીવનની જરૂરીઆતો દશ પ્રકારના કલ્પવૃક્ષો પુરી પાડે છે. અરસપરસ કલેશ કંકાસ વિનાના જીવન પસાર થાય. પશુઓ પણ તે કાળમાં એવા સરળ અને અહિંસક હોય કે સર્વે મનુષ્યો અને પશુઓ મરીને સ્વર્ગમાં જાય.

ત્રીજા આરાના છેડે ૮૪ લાખ પૂર્વ ત્રણ વરસ અને સાડા આઠ મહિના બાકી રહે ત્યારે પહેલા તીર્થંકરનો જન્મ થાય. તે પ્રથમ રાજા થાય અને લોકવ્યવહારનો માર્ગ ચાલુ કરે. પછી ધર્મની સ્થાપના કરે. આ અવસર્પિણી કાળમાં પહેલા તીર્થંકર દેવ શ્રી ઋષભદેવ થયા. તે ૮૪ લાખ પૂર્વનું આયુ પૂર્ણ કરી ત્રીજા આરાના ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના (૮૯ પખવાડીઆ બાકી રહ્યા ત્યારે) દશ હજાર મુનિઓ સાથે શ્રી અષ્ટાપદ પર્વત ઉપર મોક્ષલક્ષ્મીને પામ્યા. તેમની ગાદીએ ભરત ચક્રવર્તિ આદિ રાજાઓ થયા. તેમાં પહેલા આઠ રાજાઓ તો આરીસાભવનમાં કેવલજ્ઞાન પામી મોક્ષમાં ગયા અને પચાસ લાખ ક્રોડ સાગરોપમ સુધી જેટલા પ્રભુની પાટે રાજગાદી ઉપર આવ્યા તે બધા મોક્ષ અથવા અનુત્તર વિમાનમાં ગયા. એનું વર્ણન શ્રી નંદીસૂત્રની ટીકામાં તથા સિદ્ધદંડિકા પ્રકરણમાં કર્યું છે.

શ્રી આદિનાથ પ્રભુના નિર્વાણ પછી નેવ્યાસી પખવાડિયા વીત્યા બાદ એક કોડાકોડી સાગરોપમમાં બેંતાલીસ હજાર વરસ ઓછા એટલા કાળ પ્રમાણનો દુષમસુષમા નામે ચોથો આરો બેઠો. શ્રી આદિનાથ પ્રભુના મોક્ષગમન પછી પચાસ લાખ ક્રોડ સાગરોપમ વીત્યા ત્યારે બીજા શ્રી અજિતનાથજી પ્રભુ નિર્વાણ પામી મુક્તિમાં ગયા. તે વખતે ઉત્કૃષ્ટે કાળે થનારા એકસો સિત્તેર તીર્થંકર દેવો આ મનુષ્ય ક્ષેત્રમાં વિચરતા હતા. પાંચ ભરતક્ષેત્રમાં, પાંચ ઐરવત ક્ષેત્રમાં અને પાંચ મહાવિદેહ ક્ષેત્રની દરેકની બત્રીશ મળી એકસો સાઠ

વિજયોમાં એકસો સાઠ મળી કુલ એકસો સિત્તેર તીર્થંકર ભગવંતો વિચરતા હતા.

શ્રી અજિતનાથ પ્રભુના નિર્વાણ પછી ત્રીસ લાખ ક્રોડ સાગરોપમ ગયા ત્યારે ત્રીજા શ્રી સંભવનાથ પ્રભુ નિર્વાણ પામ્યા. અર્થાત્ મોક્ષમાં ગયા. ત્યાર પછી દશ લાખ ક્રોડ સાગરોપમ બાદ ચોથા શ્રી અભિનંદન પ્રભુ મોક્ષે ગયા. પછી નવ લાખ ક્રોડ સાગરોપમ ગયા ત્યારે પાંચમા શ્રી સુમતિનાથ પ્રભુ મોક્ષમાં ગયા ત્યાબાદ નેવુ હજાર ક્રોડ સાગરોપમ ગયા બાદ છઠ્ઠા પદ્મપ્રભુ મુક્તિમાં ગયા. ત્યાર બાદ નવ હજાર ક્રોડ સાગરોપમે સાતમા શ્રી સુપાર્શ્વનાથ પ્રભુ મુક્ત થયા. તે પછી નવસો ક્રોડ સાગરોપમ વીત્યા ત્યારે આઠમા શ્રી ચંદ્રપ્રભુ મુક્ત થયા.

તે પછી નેવુ ક્રોડ સાગરોપમ ગયા તે વખતે નવમા શ્રી સુવિધિનાથ પ્રભુ મુક્ત થયા. તે પછી નવ ક્રોડ સાગરોપમ ગયા ત્યારે દશમા શીતલનાથસ્વામી મુક્ત થયા. ત્યારપછી એક ક્રોડ સાગરોપમમાં સો સાગરોપમ ઓછા એટલા કાળે ૧૧ મા શ્રી શ્રેયાંસનાથ પ્રભુ પરમપદનાં વાસી થયા. તે પછી ચોપન સાગરોપમે ૧૨ મા વાસુપૂજ્ય પ્રભુ નિર્વાણ પામ્યા. તે પછી ત્રીસ સાગરોપમ ગયા ત્યારે ૧૩ મા શ્રી વિમલનાથ પ્રભુ મોક્ષપદ પામ્યા ત્યારબાદ નવ સાગરોપમ ગયા ત્યારે ૧૪ મા શ્રી અનંતનાથ પ્રભુ મુક્તિમાં ગયા. તે પછી ચાર સાગરોપમ ગયા ત્યારે ૧૫ મા

શ્રી ધર્મનાથ પ્રભુ નિર્વાણ પામ્યા. તે પછી પોણો પલ્યો-
પમ ન્યૂન ત્રણ સાગરોપમે ૧૬ મા શ્રી શાંતિનાથ પ્રભુ
સિદ્ધ થયા.

તે પછી અર્ધા પલ્યોપમે ૧૭ મા શ્રી કુંથુનાથ ભગવાન
મુક્ત થયા પછી પા (૦।) પલ્યોપમમાં સોક્રોડ પાંસઠ લાખ
ચોરાસી હજાર વર્ષ ઓછા એટલો સમય વીત્યો ત્યારે ૧૮
મા શ્રી અરનાથ પ્રભુ મુક્તિ પામ્યા. તે પછી સો ક્રોડ વર્ષે
૧૯ મા શ્રી મલ્લીનાથ પ્રભુ મુક્ત થયા તે પછી ચોપન
લાખ વરસે ૨૦ મા શ્રી મુનિસુવ્રતસ્વામી મુક્તિમાં ગયા.
તે પછી છ લાખ વરસે ૨૧ મા નમિનાથ ભગવાન મુક્ત
થયા, તે પછી પાંચ લાખ વરસે ૨૨ મા શ્રી અરિષ્ટનેમિ
પ્રભુ મુક્ત થયા તે પછી ત્યાશી હજાર સાતસો પચાસ
વરસે ૨૩ મા શ્રી પાર્શ્વનાથ પ્રભુ મુક્ત થયા તેમના પછી
બસો પચાસ વરસે ૨૪ મા શ્રી મહાવીરસ્વામી મુક્તિ પામ્યા.

શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પછી ત્રણ વરસ અને
સાડા આઠ મહિને ચોથો આરો પૂરો થયો એકવીશ હજાર
વરસ પ્રમાણનો પાંચમો દુષમા નામનો આરો બેઠો. આ
પાંચમા આરાના છેડા સુધી ધર્મ રહેશે.

ત્યાર બાદ દુષમદુષમા નામે છઠ્ઠો આરો મહાવિકરાળ
એકવીશ હજાર વરસ પ્રમાણનો આવશે. તે આરામાં વીશ
વરસનું વધારેમાં વધારે આયુષ્ય હશે. અને છ વરસની સ્ત્રી
ગર્ભ ધારણ કરશે. ગામ નગર આદિનો છઠ્ઠો આરો બેસતા
પહેલા નાશ થઈ જશે. તેથી લોકો ગંગા નદીના ખીલોમાં

વર્ષ. એ પ્રમાણે છઠ્ઠો આરો પૂરો થવાથી અવસર્પિણીકાળ પૂરો થશે.

આ પ્રમાણે જેમાં દિવસે દિવસે આયુ-રૂપ-બળ-શક્તિ આદિની ઓછાશ થતી આવે તે અવસર્પિણી-કાળ-પુરો થાય પછી દરેક વસ્તુની વૃદ્ધિ નિરંતર થતી રહે એવો ઉત્સર્પિણી કાળ આવે. તેમાં પણ છ આરા પાછલાના ક્રમથી હોય એટલે કે પહેલો આરો દુષમદુષમા નામનો એકવીશ હજાર વરસનો, બીજો આરો દુષમા નામનો એકવીશ હજાર વરસનો, ત્રીજો દુષમસુષમા નામનો આરો એક કોડાકોડી સાગરોપમમાં બેતાલીશ હજાર વરસ ઓછાનો, તેમાં ત્રેવીશ તીર્થંકરો થશે, ચોથો આરો બે કોડાકોડી સાગરોપમનો સુષમ દુષમા નામનો, પાંચમો આરો સુષમા નામનો ત્રણ કોડાકોડી સાગરોપમનો. છઠ્ઠો સુષમસુષમા નામનો આરો ચાર કોડાકોડી સાગરોપમના પ્રમાણનો આવશે.

એ આરો પુરો થવાથી ઉત્સર્પિણી પૂરી થાય. બંનેના બાર આરા મળી એક કાલચક્ર થાય એવા અનંતા કાલચક્ર જાય ત્યારે એક પુદ્ગલ પરાવર્તન થાય.

આ જીવને નિગોદાદિ ભવોમાં ભટકતાં અનંતા પુદ્ગલ પરાવર્તન વીતી ગયા. અનંતી ચોવીશી થઈ ગઈ, અનંત તીર્થંકર ભગવંતો થઈ ગયા. અનંતા સિદ્ધિપદના ભોક્તા બન્યા. અનંત કાળથી મોક્ષમાર્ગ ચાલુ છે. છતાં આ જીવનું ઠેકાણું પડયું નથી. હજુ પણ અવસરોચિત ચેતીને-નહિં ચલાય તો ચારે ગતિના કારમા દુઃખો ભોગવવાં પડશે.

## પુદ્‌ગલ પરાવર્તનનું કિંચિત્ સ્વરૂપ

પંચમ કર્મગ્રંથ-લોકપ્રકાશ આદિ ગ્રંથોમાં પુદ્‌ગલ પરાવર્તનની ખૂબ જ સમજણ પાડવામાં આવી છે. એના આઠ ભેદ પ્રમાણે છે.

૧ બાદર દ્રવ્ય પુદ્‌ગલ પરાવર્તન, ૨ સૂક્ષ્મ દ્રવ્ય પુદ્‌ગલ પરાવર્તન, ૩ બાદર ક્ષેત્ર પુદ્‌ગલ પરાવર્તન, ૪ સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્‌ગલ પરાવર્તન, ૫ બાદર કાળ પુદ્‌ગલ પરાવર્તન, ૬ સૂક્ષ્મ કાળ પુદ્‌ગલ પરાવર્તન, ૭ બાદર ભાવ પુદ્‌ગલ પરાવર્તન, ૮ સૂક્ષ્મ ભાવ પુદ્‌ગલ પરાવર્તન. આ આઠમાંથી ચોથા સૂક્ષ્મ પુદ્‌ગલ પરાવર્તન કાળની ગણત્રીમાં જરૂરી હોવાથી કાંઈક સમજણ આપવી જરૂરી છે.

ચૌદ રાજલોકમાં અસંખ્યાતા આકાશપ્રદેશ છે. આંગળ જેટલી જગ્યામાં પણ અસંખ્યાતા આકાશપ્રદેશ હોય. ચૌદ રાજલોક અસંખ્યાતા કોટાકોટી યોજન પ્રમાણ છે. કોઇ જીવ એક આકાશપ્રદેશ ઉપર મરણ પામે એ પહેલો પ્રદેશ ગણવો. જો કે જીવની અવગાહના એકજ આકાશપ્રદેશની હોતી નથી. અસંખ્યાત પ્રદેશની હોય છે. તેમાંથી એક પ્રદેશની વિવક્ષા કરવી. એ પ્રમાણે એક સ્થળે મરણ પામ્યા પછી તે જીવ બીજા સ્થાનોમાં અનેકવાર મરણ કરી આવે તે ગણાય નહિં, પરંતુ ફરી ફરીને જ્યાં મરણ પામ્યો હોય તેની જોડેના જ પ્રદેશ ઉપર મરણ પામે તે ગણાય. એવી જ રીતે ફરીને ત્રીજે-ચોથે-પાંચમે વિગેરે અનુક્રમથી પ્રદેશોને મરણથી સ્પર્શતા ચૌદ રાજલોકમાં રહેલા સર્વ આકાશ

પમ-ઉત્કૃષ્ટ સત્તર સાગરોપમ, શરીર સવાસો ધનુષ (પાંચસો હાથ)

**છઠ્ઠી તમઃપ્રભા:-** આયુષ્ય જઘન્ય સત્તર સાગરોપમ ઉત્કૃષ્ટ બાવીશ સાગરોપમ. શરીર અઢીસો ધનુષ. (એક હજાર હાથ)

**સાતમી તમસ્તમપ્રભા:-** આયુષ્ય જઘન્ય બાવિશ સાગરોપમ, ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમ, શરીર પાંચસો ધનુષ (બે હજાર હાથ)

## [૨] નારકોની વેદના

જન્મથી મરણ સુધી સતત દુઃખમાં કાળ પસાર કરે છે. આંખ મીંચીને ઉઘાડવા જેટલો વખત પણ શાંતિ નથી હોતી. ત્રણ પ્રકારની વેદના એ જીવોને હોય છે (૧) ક્ષેત્રવેદના (૨) અન્યોન્યકૃત વેદના (૩) પરમાધામીકૃત વેદના.

**ક્ષેત્ર વેદના :-** નારકના જીવોને એ ક્ષેત્રમાં ઉત્પન્ન થવાના કારણથી જ હમેશા જે વેદના રહે છે તે ક્ષેત્રવેદના દશ પ્રકારની કહી છે.

(૧) ભુખ (૨) પિપાસા (તરસ) (૩) શીત (ઠંડી) (૪) ઉષ્ણ (તાપ) (૫) જ્વર (તાવ) (૬) ખરજ (૭) પર-વશતા (૮) ભય (૯) શોક (૧૦) રોગ.

ઘણીજ પીડાથી ભરેલી આ વેદનાને સાંભળતાં પણ કંપારી છુટે. એક એક વેદના મનુષ્યમાં આવતી વેદના કરતાં અનંતગુણી હોય છે.

ટુકડા કરે, છેદે ભેદે, પીલે, કાપે બાળે છતાં જેમ પારો છૂટો થાય અને પાછો એકમેક થઈ જાય છે, તેમ નારકીઓના શરીર પર એકમેક થઈ જાય છે. પારાવાર પીડા થાય પણ આયુ પૂર્ણ કર્યાં વિના મરે નહિ. પંદર પ્રકારના પરમાધામી દેવના નામ આગળ કહ્યા છે. તે પંદર જાતિના પરમાધામી દેવો નારકીના જીવોને વિવિધ પ્રકારની વેદના ઉપજાવે છે. તે આ પ્રમાણે—

પહેલા અંબ જાતિના પરમાધામી ઉંચે લઈ જઈ પડતા મૂકે.

બીજા અંબરીષ જાતિના અસુરો નારકીના શરીરના ટુકડા કરી ભાઠીમાં શેકે.

ત્રીજા શબલ જાતિના ક્રૂર દેવો આંતરડા અને હૃદયને ભેદી નાખે.

ચોથા શ્યામ જાતિના અસુરો ખૂબ જ પીડા ઉપજાવે.

પાંચમા રુદ્ર જાતિના પરમાધામી ભાલા વગેરેથી વિંધી નાંખે.

છઠ્ઠા ઉપરુદ્ર અથવા મહારુદ્ર જાતિના હાથ–પગ વિગેરે અંગોપાંગ કાપી નાંખે.

સાતમા અસિપત્ર નામના, ધાર જેવા પાંદડાથી ભરેલા વૃક્ષનું વન બનાવે.

આઠમા ધનુષ્ય જાતિના ધનુષ્ય–બાણથી વીંધી નાખે.

નવમા કુંભ જાતિના મોટા કળશ જેવા બનાવીને તેમાં પુરી નીચે અગ્નિ ભરી પકાવે.

પુરૂષોની ભવભિરૂતાને ઓળખી શક્યા હોય તેમ જણાતું નથી. ઘોર-પાપોનું આચરણ કરનારની નરક વિના બીજી કઈ ગતિ હોય ? માનીયે કે ન માનીયે પણ જે વસ્તુ જેવા સ્વરૂપમાં છે, તેવું જ વર્ણન મહાઉપકારી શાસ્ત્રકારોએ કરેલું છે. એનાપર શ્રદ્ધા ન હોય તો આપણું પોતાનું બગાડવાનું છે. આત્માર્થી જીવો અસત્ય વચન લખે કે બોલે નહિં; એવો વિશ્વાસ રાખીએ તો સમજણ આપી શકાય.

## કેવા આચરણોથી નરકાયુ બંધાય ?

વિષયાદિમાં અતિ આસક્ત રહેવાથી, ગાઢ મિથ્યાત્વના સેવનથી, મારવાના, કાપવાના, છેતરવાના, લુંટવાના, ધાડ પાડવાના વગેરે મહાપાપના વિચારોરૂપ રૌદ્રધ્યાન ચિંતવવાથી, હિંસાદિ કરવાથી, ઈર્ષ્યા દ્વેષ કરવાથી, મદિરા, માંસ માખણ મધ વિગેરે મહાદોષિત વસ્તુઓ વાપરવાથી, રાત્રિભોજન કરવાથી, કૃષ્ણ લેશ્યાના પરિણામો રાખવાથી, આવા પ્રકારના ઘોર કાર્યોથી જીવ નરકનું આયુષ્ય બાંધે છે. આ બધાં મહાદુઃખોથી બચવા અવશ્ય ધર્મને વિષે ઉદ્યમી બનવું જરૂરી છે.

નરકગતિમાં અપૂર્વ વેદના હોવાને લીધે જીવ ધર્મ આચરી શકતો નથી. માટે દરેક જીવે વિચારવું રહ્યું કે માનવભવ અતિદુર્લભ છે. આ જીવે અનાદિકાળથી નારકનાં અપાર દુઃખો સહન કર્યાં છે. અરે ! ખુદ તીર્થંકરોના જીવોને પણ નરકાયુના કર્મબંધને કારણે નરકનાં દુઃખો ભોગવવાં પડયાં છે. તો આપણે તો શું માત્ર છીએ ? સર્વ જીવો જો

શુભાચરણમય ઉપયોગપૂર્વક જીવન જીવે તો નરકાયુ બંધાય જ કેમ?

*—*

## પરમધામીઓની આયુ પૂર્ણ થયા બાદ વેદના

ભયંકર રીતે નારકીના જીવોને દુઃખો આપી તેમને પીડા-દુઃખ આપતી વખતે ઘણો અનંદ અનુભવી, પરમાધામી દેવો પોતાના આયુષ્યને પૂર્ણ કરી કઈ ગતિમાં જાય છે? અને કેવાં કષ્ટો સહન કરે? તે હવે સમજાવવા જરૂરી હોઇ વિચારીએ

પરમાધામી દેવો મૃત્યુ પામીને પ્રાયઃ જલ માણુસ થાય છે. ભરતક્ષેત્રમાં ગંગા અને સિંધુ નામની બે મોટી નદીઓ છે. ગંગા પૂર્વ તરફ અને સિંધુ પશ્ચિમ તરફ લવણસમુદ્રને મળે છે. જે સ્થાને સિંધુ નદી સમુદ્રને મળે છે, ત્યાંથી દક્ષિણ દિશામાં પંચાવન યોજન ઉપર સમુદ્રમાં એક વેદિકા (ચોતરો) છે. તેમાં સાડાબાર યોજનના માપવાળું એક ભયાવહ સ્થળ છે. દરિયાની ઉંડાઈ ત્યાં સાડાત્રણ યોજન છે. તે જગ્યાએ સુડતાલીશ અંધારી ગુફાઓ છે. જ્યાં પરમાધામીના જીવો જળ માણુસો તરીકે ઉત્પન્ન થાય છે અને રહે છે. ઘણાં મજબુત હાડકાવાળા, પરાક્રમી, સ્ત્રીના વિષયમાં ઘણા જ રક્ત હોય છે. તેમને જલચર મનુષ્ય અથવા જળ માણુસ કહેવાય છે. શરીરે શ્યામ, સ્પર્શે કઠણ, નેત્રો બિહામણા હોય છે. સાડાબાર હાથનું શરીર અને સંખ્યાતા વરસનું આયુ હોય છે. તેમના શરીરમાં રહેલી અંડની (ઈંડાની)

ગોળીઓ રત્નના વેપારીઓને ઉપયોગમાં આવે છે, એ ગોળીઓ ચમરી ગાયના પૂછડામાં ગુંથી કાને બાંધી સમુદ્રના પાણીમાં ઉતરવાથી પાણીના મગર, માછલા આદિ જંતુઓ હેરાનગતિ કરતા નથી. અને શાંતિથી સમુદ્રના તળીએ રહેલ રત્નો વિગેરે કિંમતી વસ્તુઓ લઇ શકાય છે. આથી દરિયામાં ફરતા રત્નના વેપારીઓ એ અંડની ગોળીઓ મેળવવાની બહુજ ઇચ્છા રાખે છે. અને બની શકે તેટલા પ્રયત્નો કરે છે. એ જળમાણસો એવા મજબુત હોય છે. કે જીવતા તો હાથમાં આવે જ નહિ પકડનારને કાચાં ને કાચા ખાઈ જાય એથી એને ફસાવવાના બીજા પ્રયત્નો વેપારીઓ કરે છે. લોભી બનેલા વેપારીઓ કયું પાપ નથી કરતા ? તે જળમાણસોના રહેવાના સ્થળથી ૨૧ યોજન દૂર રત્નદ્વીપ છે. તેમાં મનુષ્યની વસ્તી હોય છે. ત્યાંના વેપારીઓ જળમાણસને ફસાવવા વજ્રની મોટી ઘંટીઓ બનાવે છે એ ઘંટીઓ એમના સ્થાનથી બહુ દૂર નહિં, એવા સ્થળે યાંત્રિક રીતે દરિયામાં ગોઠવે છે. એ ઘંટીઓના નીચલા પડમાં મદ્ય–માંસ ખૂબ ભરે છે. ઉપરનું પડ યંત્રથી ઘણું ઉંચું દેખાય નહિ, એવી રીતે ગોઠવે છે. પછી દૂર ચાલ્યા જાય છે. જળમનુષ્યો મદ્ય–માંસથી લલચાઈ ત્યાં આવે છે. ત્યાં ખૂબ ખાય છે. ઘણાં ખુશીમાં આવી જાય છે. વખત જતાં એ સ્થળ ઉપર પ્રેમવાળા થઇને ઘંટીના નીચેના પડની નીચે આવી જાય છે. ત્યારે પેલા વેપારીઓ યંત્રથી ઉપરનું પડ નાંખે છે. ચારે બાજુથી બંધ કરી દે છે. હજારો હથીઆરબંધ સુભટો ગોઠવે છે. હજારો માણસોની મદદથી



અંદર રહેલા એ મજબૂત માણસોને પીસે છે. એમાં પીસાતા ઘણી ચીસો નાખે છે. આવી કારમી મોટી ઘંટીમાં પીસાવા છતાં ઘણાં કઠણ શરીરવાળા તેઓ તુરત મરતા નથી. એક વરસ સુધી ત્યાં ને ત્યાં ઘણી રાડો નાખતા પીડા અનુભવતા જીવે છે.

મહાદુઃખી અવસ્થામાં વરસને અંતે મરે છે પરિણામ ઘણાં ભયંકર હોવાથી મરીને નરકમાં જાય છે એક વરસ બાદ અંદરના એ બધા મરી ગયા પછી એ ઘંટી ખોલવામાં આવે છે. અને તે જળમનુષ્યના શરીરમાંથી અંડગોલકને કાઢીને પોતાના કામકાજમાં વેપારીઓ લે છે. પરમાધામી-ઓને પણ પરિણામે આવા વિપાકો અનુભવવા પડે છે, માટે પાપની આચરણા કોઈપણ સંયોગોમાં ન થાય એ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. ધર્મના નામે ઘોર હિંસા કરનારા મોટા ભાગે તો ક્લિષ્ટ પરિણામવાળા હોવાથી નરકાદિમાં જાય, પણ તેવા કાર્ય કરનારનું આયુષ્ય કાંઈક શુભ પરિ-ણામમાં બંધાઈ જાય તો પરમાધામી આદિ અસુરપણાને પામે, પરિણામે ઘોર સંસારમાં મહાદુઃખી થાય. આ જીવે સંસારમાં ભમતાં ભમતાં આવું પણ ઘણીવાર કર્યું હશે ! હવે સમજીને આશય-શુદ્ધિ સહિત ધર્મ કરાય તો પોતાના આત્માનું કલ્યાણ કરી શકાય.



# પરભવનું ભાતું

## [ વિભાગ બીજો ]

## [ દૃષ્ટાંતો સંવાદ આદિ ]

—卐—

### ૧ એક પ્રેરક દૃષ્ટાંત.

### આ શરીરની સાર્થકતા.

"હસ્તૌ દાનવિવર્જિતૌ શ્રુતિપટૌ સમ્યગ્ વચોદ્રોહિણૌ,
નેત્રે સાધુવિલોકનેન રહિતે પાદૌ ન તીર્થં ગતૌ;
અન્યાયાર્જિતવિત્તપૂર્ણમુદરં ગર્વેણ તુંગં શિરઃ;
રે રે જંબૂક! મુંચ મુંચ સહસા નીચસ્ય નિંદ્યં વપુઃ ૧

એક ઘોર જંગલમાં એક મહાત્મા ધ્યાનમાં બેઠા હતા. તેમનાં મુખ પર શાંતિ હતી અને તે આત્મજ્ઞાની હતા. તેઓ જ્યાં બેઠા હતા ત્યાં એમનાથી થોડેક દૂર એક માનવનું ગંધાતું મડદું પડેલું હતું અને તે મડદાને એક ભુખ્યું જંગલી શિયાળ ખાઈ જવાની તૈયારીમાં હતું સહસા મહાત્માની દૃષ્ટિ ત્યાં પડી. અને ઓચિંતા શબ્દો નીકળી પડયા કે 'રે રે શિયાળીઆ! આ નીચ માનવના ગંધાએલા અને પાપકર્મ રૂપ કાદવથી લીંપાએલા શરીરને તજી દે. ભુલેચૂકે પણ આ દુર્જન પુરુષના શરીરનું ભક્ષણ મા કરીશ.

મહાત્માના જાદુઈ શબ્દો સાંભળી શિયાળ થંભી ગયો અને મહાત્માની સન્મુખ પોતાનું મોઢું ઉંચું કરીને જાણે

મહાત્માની સાથે વાણીના અભાવે હૃદયથી જ વાત કરવા ન માંગતો હોય ? તેમ તે જણાવે છે કે "સજ્જન ! હું જંગલી પશુ છું, કેટલાય દિવસો વીતી ગયા પણ મને હજી ભક્ષણ નથી મળ્યું. એક તો જંગલમાં સિંહનો ભય, તેમાં મહામહેનતે આ ભક્ષણ મળ્યું છે મને ના ન પાડો."

મહાત્મા ફરી કહે છે "પણ તે ભક્ષણ કરવા જેવું નથી." શિયાળ પણ ઘણાં દિવસોનો ભૂખ્યો હતો એટલે તેણે છેવટે વચલો રસ્તો શોધી કાઢ્યો અને કહ્યું કે "હે સજ્જન ! મને આપ મહાપુરુષની આજ્ઞા માન્ય છે પણ આપના કહેવાથી આ માનવના આખા શરીરનું ભક્ષણ નહિ કરું પણ એના ફક્ત બે હાથોનું જ ભક્ષણ કરું તો ?"

સંતે કહ્યું "એ પણ ખાવા જેવા નથી. તને પહેલાં જ કહ્યું ને કે આનું આખું શરીર ગંધાએલું છે. એણે આખી જિંદગીમાં કદી સુપાત્રે દાન આપ્યું જ નથી. અરે એટલું જ નહિ પણ દાન કરનારાઓને પણ અંતરાય નાખેલ છે. એણે ફક્ત ભેગું કર્યું છે. ભુલથી ધુણાક્ષર ન્યાયે પણ એના હાથે સુપાત્રમાં દાન પડયું નથી, એણે ભલે ગમે તેટલું ભેગું કર્યું છે પણ આજે એ બધાને મૂકી ચિર નિદ્રામાં પોઢી ગયો છે. આવા પાપીના હાથનું પણ ભક્ષણ કરવું અયોગ્ય છે માટે મૂકી દે."

છેવટે શિયાળ હાથનું ભક્ષણ છોડી દે છે અને પુનઃ ભક્ષણની આશાએ કહે છે કે–"તો પછી કાન ખાઉં તો ?" સંતે ફરી કહ્યું કે "અરે એ પણ ખાવા જેવા નથી.

કારણ કે એણે કાનથી કદી પણ શાસ્ત્રશ્રવણ કરેલ નથી. માત્ર અનેકોની નિંદા સાંભળી છે. કામિનીના ગીતો જ સાંભળ્યા છે.”

શિયાળે ફરી કહ્યું કે ‘હે સજ્જન! આંખો ખાઉં તો? ત્યાં મહાત્મા કહે છે કે એણે આંખોથી [સાધુ] સજ્જનોના દર્શન નથી કર્યો. બધા તરફ એમણે કડવી દૃષ્ટિથી જોયું છે, નાટકો વગેરે જોવામાં જ એણે આંખોનો ઉપયોગ કર્યો છે. આવી પાપી આંખોને ખાવાથી શું લાભ? એનેય પણ મૂકી દે.’

શિયાળ તો ભુખ્યું હતું ને? ફરી બોલ્યું કે ‘હે સજ્જન! તો પછી એના પગનું ભક્ષણ કરૂં તો?’ સંતે ફરી કહ્યું કે ‘અરે? એ પોતાના પગોથી કદી તીર્થયાત્રા કરવા નથી ગયો. હા બાકી નાટક તેમજ કજીઆ આદિ થતાં હોય તો તેના પગો તરત જ ત્યાં પહોંચી જાય અને ધર્મનાં કામોમાં પગો દુઃખે છે કરી છુટી જાય છે. માટે આવા પાપી માનવીનાં એકેય અંગ ભક્ષ્ય નથી. છેવટે શિયાળે પેટ ભક્ષણ કરવા ઇચ્છા દર્શાવી ત્યારે યોગી કહે છે ‘એણે ફક્ત અનીતિથી—અન્યાયથી કરેલા દ્રવ્યાદિ દ્વારા પેટનું પોષણ કર્યું છે, દેવદ્રવ્યાદિનું પણ ભક્ષણ કરેલ છે. માટે એનું પેટ તો અપવિત્ર જ છે.’

હવે બધા અંગોમાંથી બાકી રહેલા માથાને શિયાળ ખાવાની ઇચ્છા દર્શાવે છે. ત્યારે સંતે પુનઃ કહ્યું કે ‘આનું મસ્તક તો સર્વથા ત્યાજ્ય છે. કારણ કે કોઇ દિવસ મહા-

મનમાં જ્યારે રાગ ન રહે અને કોઈ પણ આત્મા પ્રતિ મનમાં દ્વેષ ન રહે ત્યારે આત્મા વીતરાગ બને છે. ચારિત્રનાં પાંચ પ્રકારોમાં સામાયિક ચારિત્રની પ્રથમ ગણના છે. અને બાકીનાં પ્રકારમાં પણ પછી વાળો તે યથાખ્યાત ચારિત્રનો પ્રકાર કેમ નથી હોતો? તે દરેકમાં સામાયિક ચારિત્રનો સમાવેશ છે. શાસ્ત્રમાં સામાયિકનું ફળ ઘણું મહાન કહેલું છે.

સામાયિક અંગે પુણિયા શ્રાવકનું દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે. પુણિયા શ્રાવકે ઓછામાં ઓછી આવકમાં જે જીવનમાં અનુપમ સમતા કેળવી હતી. તે સામાયિકનું શું જેવું તેવું ફળ હતું? એનું એવું પુણ્ય હતું કે આખો દિવસ ધંધો કરે કે બે કલાક ધંધો કરે પણ એને સાડાબાર દોકડાથી વધુ આવક ન થતી, છતાં આટલી ઓછી આવકમાં પણ એણે પોતાની જીવનયાત્રા શાંતિથી ચલાવી છે. કોઈની સામે ક્યારે પણ એણે રોદણાં રોયા નથી. તમારે તો મહિને ગમે તેટલી આવક હોય તો પણ રોદણાં રોયા કરો છો. જ્યારે પૂણિયા શ્રાવકે તો સંતોષવૃત્તિ એવી કેળવી હતી કે ક્યારે પણ અધિક પરિગ્રહ મેળવવાની તેણે મનમાં ઇચ્છા પણ રાખી નહોતી તેની એ દૃઢ માન્યતા હતી કે અધિકની ઇચ્છા એજ અધઃપતનનું કારણ છે. અને આટલી ઓછી મૂડીમાં પૂણિયા શ્રાવક કોઈપણ દિવસે એક સાધર્મિકને જમાડયા વિના ભાણે બેસીને જમ્યા નથી! જિંદગીમાં પુણિયા શ્રાવકે વાંઝીયું અન્ન–ખાધું નથી. પોતે એક દિવસ ઉપવાસ કરીને રહેતા પણ સાધર્મિકભક્તિનો અવશ્ય લાભ લેતા. આવા મહાપુરુષોના જીવનમાંથી આપણે તો ડગલે ને પગલે પ્રેરણા મેળવવા જેવી

જ્ઞાન થતાં પાપો મૂકો તો ખાત્રિ થયા વિના નહિ રહે કે જીભાદીનાં પાપોનું ત્રાજવું ઘણું જ નમી જશે. કહેવાય છે કે જીભ એ પાવડી (ખુરપી) છે. ખુરપી તો ફક્ત છોડોને ઉખેડવામાં–કાપવામાં સમર્થ છે. પણ જીભ તો રાજા–મહારાજાઓને પણ ઉખેડી નાખી આત્માને ભવચક્રમાં ભમાવે છે. જીભ કર્મરૂપ છોડોને ઉખેડે તો મહાન્ ગણાય. પણ જીભજ સામા કર્મો બંધાવી આપે છે. જીભને બીજી રીતે રસેંદ્રિય પણ કહેવાય છે. જીભમાં બે મોટા અવગુણો એ છે એ કે એક તો રસલોલુપતા અને બીજું જે તે બબડવું. પણ જો જીભને કાબુમાં રાખેલી હોય તો પોતાના આત્મા માટે શિઘ્ર મુક્ત કરનારી બની જાય.

પૂર્વાચાર્યો, સંતો અને તેવા પ્રકારના મહાન પુરુષો પણ જીભને (આત્માને પણ સાથે) શિખામણ આપતા કહે છે કે–

રે જિંહ્વે ! કુરુ મર્યાદાં, ભોજને વચને તથા;
ભોજને યદજીર્ણંસ્ય, વચને પ્રાણસંશયઃ ॥ ૧ ॥

જીભ જો કાબુમાં ન હોય તો ખાવાથી તે બગાડે જ પણ બોલવાથી પણ બગાડે. ઇતિહાસના પૃષ્ઠોમાં એવા ઘણાય દાખલા મોજુદ છે. મહાભારતનાં યુદ્ધો, વિશ્વયુદ્ધો કરાવનાર મુખ્ય જીભ સિવાય બીજું શું હતું ? જેમાં કૌરવકુલનો અને ભારતની પ્રજાનો વિનાશ થયો. સગાં ભાઇઓમાં સુરંગો ચંપાઈ.

કોઇ એક ગામમાં એક કુટુંબ રહેતું હતું તેમાં જે સાસુ હતી તે કજીઆળી હતી; જ્યારે પુત્રવધૂ શાણી હતી. સાસુ જે કડવા વચનો કહે તે સહન કરે. પણ સહનની પણ

મર્યાદા હોવી જોઈએ ને ? ક્યારેક પુત્રવધૂ પણ બોલે, સાસુ ઉશ્કેરાય, પોતાના પતિ તેમજ છોકરાંઓને પણ ઉશ્કેરે. મોટા મોટા કજીઆ કરે. ઘર બ્હાર નીકળી શેરી અને બજારમાં મોટા બરાડા પાડી ફજેતી કરે. જેમ જેમ માણસો ભેગા થાય તેમ તેમ વધારે બોલે ત્યારે પુત્રવધૂ સમજપૂર્વક બધું સહન કરતી. પણ મહિનાઓના મહિનાઓ સુધી આમ વીતી ગયા. છેવટે પુત્રવધૂ કંટાળી ગઈ. કોઈ વખતે તે ગામમાં એક સંત પધાર્યા. પુત્રવધૂ પણ સમય મેળવી પેલા સંત પાસે ગઈ. અને પોતાની આપવિતી કહી. અને ઉપાય પૂછયો ત્યારે સંતે તેને એક ઘાસનું તણખલું આપતા કહ્યું કે તમારી સાસુ તમારી સાથે કજીઓ કરે ત્યારે આ ઘાસનું તણખલું તમારા બન્ને હોઠ વચ્ચે પકડવું પણ તેને દાંત અડકે નહિ ને તણખલું પડી ન જાય એ રીતે પકડવું. જ્યારે જ્યારે સાસુ આદિ ઘરના માણસો તમારી સામે બોલે ત્યારે તણખલાનો કહ્યા મુજબ ઉપયોગ કરશો તો થોડા દિવસમાં સામી વ્યક્તિઓના હોઠ સિવાઈ જશે. અર્થાત્ બોલતાં બંધ થઈ જશે. તે પુત્રવધૂ પણ સંતના કથન મુજબ કજીઆ વખતે પેલા તણખલાનો ઉપયોગ કરવા લાગી. અને સાચે એમજ બન્યું. બધાના ઓઠ બોલતા બંધ થઈ ગયા. ને ધીમેધીમે સંપ થઇ ગયો. જીભડીને કાબુ રાખીએ તો ગમે તેવો ક્રોધી પણ વશ થઈ જાય તે નિઃશંક છે.



## રાગ અને આગ

આજે આઠ-આઠલી ધર્મક્રિયાઓ કરવા છતાં વિકાસ કેમ નથી થતો ? તેનું કારણ એ જ કે-જડ-પૌદ્ગલિક ભાવો તરફ જે રાગ છે તે છૂટવો જોઈએ. તે છૂટતો નથી અને રાગની ગાંઠો ઢીલી પડતી નથી.

જેને ગ્રંથિભેદ થયો એ તો મહાભાગ્યશાળી છે. અપૂર્વકરણના પરિણામથી ગ્રંથિ તૂટે છે. તેવા ભાવો લાવવા આવશ્યક ધાર્મિક ક્રિયાઓ તો જરૂરી જ છે. પણ સાથે જે પૌદ્ગલિક ભાવો તરફનો રાગ છે તે જ જીવનવિકાસને રૂંધે છે. પણ ગ્રંથિભેદના યોગે સમ્યક્ત્વની પ્રાપ્તિ થતાં જીવનો વિકાસ ઝડપી થાય છે.

કેટલાક યુવાનો સવારના ટાઈમે નાવમાં બેસીને સહેલગાહ કરવા નદીના સામે કિનારે બગિચામાં ગયા. ત્યાં આખો દિવસ ખાવા-પીવા ને મોજમજામાં પસાર કર્યો. અને મોડી રાતનાં પોત-પોતાનાં ઘેર જવા ત્યાંથી પાછા ફરે છે. નાવિક નાવને લંગર નાંખીને એટલે દોરડાંથી મજબૂત બાંધીને કોઈ કામ પ્રસંગે હોડકામાં બેસીને ગામમાં ગએલો એટલે તેને પાછા આવવામાં મોડું થએલું, આ બધા યુવાનો નાવમાં બેસીને નાવને આગળ ધપાવવા જોરથી હલ્લેસાં મારે છે. પણ નાવ કેમેય આગળ ચાલતી નથી. થોડેક સુધી જાય ને પાછી થંભી જાય. બધાય નાવને આગળ ધપાવવા બનતા બળથી ઘણાંય પ્રયત્નો કરે છે. છતાં નાવ એટલામાં ને એટલામાં જ ફરે છે.

બધા વિચારોમાં પડી ગયા કે આટલું બળ અજમાવવા છતાં આ નાવ કેમ આગળ ધપતી નથી? એટલી વારમાં તો પેલો નાવિક આવી પહોંચે છે જુવાનીઆઓની હલેસાં મારવાની રીત જોઈ નાવિકને હસવું આવે એ તદ્દન સ્વાભાવિક હતું. યુવાનો નાવિકને કહે છે કે અમારી આટલી બધી મહેનત હોવા છતાં આ તારી નાવ આટલામાં જ કેમ ફર્યા કરે છે? જરાય આગળ ધપતી નથી? માટે નાવમાં કાંઈ બગાડ થયો લાગે છે. હસતાં હસતાં નાવિક કહે છે કે તમે નાવને ચલાવવા જોર તો ઘણું કર્યું પણ પહેલા લંગર તો છોડવું હતું. ખીલો ઉંડો ખોડીને નાવને તો મેં દોરડાંથી મજબૂત બાંધેલી છે. બંધન છોડ્યા વિના એકલાં હલ્લેસા મારવાથી નાવ ક્યાંથી આગળ ધપવાની? યુવાનોને તો પોતાની ભૂલ બરોબર સમજાઇ જાય છે, લજ્જાળુ બની જાય છે.

બસ....આ જીવનનૌકાની પણ આવી જ હાલત છે. જીવનનૌકાને મોક્ષકિનારે પહોંચાડવા ક્રિયાકાંડ તપશ્ચર્યા આદિના હલ્લેસા તો ખૂબ માર્યા પણ સંસારસાગરમાં રહેલી જીવનનૌકાને રાગનાં બંધનોથી મુક્ત ન કરી! રાગનાં બંધન (દોરડાં) છોડ્યા વિના એટલે કે ગ્રંથીભેદ થયા વિના આપણી જીવનનૌકા શે આગળ વધે?

અને એ પણ સત્ય છે કે જો પૌદ્ગલિક ભાવો વરફની દૃષ્ટિ છોડવામાં નહીં આવે તો અંતે તે દૃષ્ટિ આગ બનીને જ રહેવાની. એટલે એમ નહીં કે ધર્મક્રિયાઓ મુકી દેવી!

ધર્મક્રિયાઓ તો હંમેશાં કરવાની છે પણ ફેર એટલો જ કે રાગની ગાંઠ ભેદાય એમ કરવી. જેથી રાગનું દોરડું તૂટશું તો દ્વેષનું દોરડું આપોઆપ છુટી જશે. એટલે જ પૂજ્ય જ્ઞાની ભગવંતોએ પ્રથમ રાગ અને પછી દ્વેષ છોડવાનું કહ્યું છે.

---

## અનંતા તર્યા પણ આપણે કેમ રહી ગયા ?

શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે આજ સુધીમાં અનંતાનંત આત્માઓ મોક્ષપદને પામ્યા છે, તો અહીં એક પ્રશ્ન ઉપસ્થિત સહેજે થાય કે "જો આટલા અનંતાનંત આત્માઓ મોક્ષમાં ગયા તો આપણે કેમ રહી ગયા ? આજ સુધીમાં મોક્ષપદને પાંચ દશ આત્માઓ જ પામ્યા હોત તો મોક્ષમાં જવાનું કાર્ય આપણને અતિશય કપરૂં લાગત પણ તે તો નથી જ.

શું આપણે એટલા પાપી હોઇશું કે અનંતાનંત આત્માઓ જે મોક્ષપદને પામ્યા તેમાં આપણો નંબર આજ સુધી ન લાગ્યો ? આત્માની કેટલી પામરતા ? કેટલો દુર્ભાગ્યવાન્ ? કેટલી અયોગ્યતા ? એવા તે કેવા પાપસંસ્કારો જીવનમાં જાગી ઉઠયા હશે ? ના....એવો પાપી તો આ આત્મા જણાતો નથી ! તો મહાપાપીષ્ઠો પણ કેમ તરી ગયા ? અને આપણે કેમ ભમી રહ્યા છીએ ?

આનું કારણ પણ આ રહ્યું. અનંતા કાળમાં રઝળતા આપણા આત્માને સાંસારિક સુખો ખરાબ લાગ્યા નથી. રાગ-દ્વેષની ઘંટીમાં પીલાતા જ રહ્યા છીએ. અને આત્માને

દંભમય રાખ્યો છે. દુઃખ ખૂંચ્યું છે પણ સુખ કદી ખૂંચ્યું નથી. આ મહાપાપે જ આપણો નંબર લાગવા દીધો નથી. વૈભવ-વિલાસોમાં ખૂંચેલાઓને પણ જ્યારે સાધુ-સંતોનો પરિચય થયો અને પશ્ચાત્તાપના અશ્રુઓની નદીઓ વહી ત્યારે તેમનાં બધાં પાપો ધોવાઇ ગયા. તેઓનો આત્મા સંવરમાર્ગે નિર્જરામાર્ગે ઢળી ગયો. છેવટે તેઓનું કલ્યાણ થયું. ભલે આપણે કદાચ મહાપાપો નહીં કર્યા હોય, ભલે નાના પાપો જ, દુરાચારો જ આપણને પજવતા હોય પરંતુ એ નાના પાપોનું સાચું પ્રાયશ્ચિત નહીં હોય તો આપણો ઉદ્ધાર થઈ શકવાનો નથી.

પરમપવિત્ર મહાનિશીથ સૂત્રમાં લક્ષ્મણા સાધ્વીજીનો અધિકાર આવે છે. આજથી એંશીમી ચોવીશી પહેલા એક રાજાને ત્યાં લક્ષ્મણા નામની પુત્રી થઈ. તે પુત્રી ઉપર રાજાને ઘણો સ્નેહ હતો. સ્વયંવરમંડપમાં વરને વરી પણ પાપનો ઉદય એવો કે ચોરીમાં જ રંડાણી-વિધવા બની. લક્ષ્મણા પતિને ઘરે ગઇ નથી અત્યંત પવિત્ર શીલ પાળનારી સતીઓમાં શિરોમણી તરીકે ગણાય છે. તીર્થંકર ભગવાનની વાણીથી લક્ષ્મણાએ દીક્ષા લીધી હવે એક વખત ચકલા-ચકલીને વિષયસેવન કરતા જોઇ મનમાં વિચારે છે કે 'અરિહંત ભગવાને મૈથુનની આજ્ઞા કેમ આપી નહીં હોય? હા સમજાયું ! તેમને પોતાને વેદ નહિં એટલે અવેદી એવા તેઓ વેદવાળાઓની વેદના ક્યાંથી જાણે?' એમ ક્ષણ પસાર થઈ. ભુલ સમજાઈ. ક્ષણમાં વિચાર પલટાયો. પશ્ચાત્તાપ થયો કે અહો ! મેં ખોટું વિચાર્યું. જેઓ સર્વ ભાવોને જાણે

તેમનાથી વધી અજાણ્યું શું હોય? સતીપણાને અંગે અહીં વિચારવાનું વધી પણ અરિહંતને અંગે કેવો જુલમ થયો? અરિહંત પ્રભુને આમાં લક્ષ્મણાએ અજ્ઞાન બનાવી દીધા. સર્વજ્ઞને અજ્ઞાન બનાવ્યા. એનું શું? લક્ષ્મણા સાધ્વીજી હવે વિચારે છે કે 'હું આલોચણા (પ્રાયશ્ચિત) શી રીતે લઉં? મારૂં મન આમ વિષયસુખમાં ગયું હતું તે મારે શી રીતે જણાવવું?' સતીપણાની વિચારણા ચાલે છે. લજ્જા થઈ છે. શલ્ય રહેશે તો શુદ્ધિ નહિ થાય. માટે પ્રાયશ્ચિત તો જરૂર લેવું. હું આલોચના લેવા જઇશ એટલે ગુરુમહારાજ સ્હેજે મને ઠપકો આપશે કે તારી આવી દૃષ્ટિ? તિર્યંચ પશુ-પક્ષી કે નાના-મોટા જનાવરોની તો આવી દૃષ્ટિ હોય પણ તારી કુલીન સતી સાધ્વીની આવી દૃષ્ટિ? આ વિચારનાં વમળે અટવાયાં, આલોચના લેવી એ તો નક્કી જ છે. વળી વિચાર્યું કે વાંધો શો? ઠપકો આપશે તો પણ મારા ગુરુ છે ને? ગુરુ મહારાજ તો હિતને માટે ઠપકો આપે. એ જો ઠપકો ન આપે તો કોણ આપે?

આવું વિચારી તેઓએ ગુરુ મહારાજ પાસે જવા પગ ઉપાડ્યા. રસ્તામાં અચાનક કાંટો વાગ્યો ને ભાંગી ગયો. તેથી અપશુકન થયા એમ માન્યું અને ક્ષોભ પામી, છતાં પણ ગુરુ પાસે ગઇ. આલોચના લેવી છે અને લાજ રાખવી છે. લક્ષ્મણા આર્યાએ ગુરુમહારાજને પૂછ્યું કે હે ગુરુદેવ! આવું ખરાબ ચિંતવન કરે તેને પ્રાયશ્ચિત શું આવે? આવું બીજાના બ્હાને ગુરુને પૂછ્યું.

ગુરુએ તો શાસ્ત્રની રીતિ અનુસાર આલોયણા કહી

દીધી. લક્ષ્મણા આર્યાએ પણ તેનો અમલ કર્યો. આલોચનાની તપશ્ચર્યા કાંઈ સામાન્ય ન હતી હો ! એક વર્ષ નહિ પણ પચાસ વર્ષો સુધી ઘોર તપશ્ચર્યા આત્મશુદ્ધિ માટે કરી. દશ વર્ષો સુધી છઠ્ઠ–અઠ્ઠમ ચાર ઉપવાસ તથા પાંચ ઉપવાસ અને તેને પારણું નીવી કરી. તેમ બે વર્ષ સુધી લાગલાગટ એકાંતરે ઉપવાસ, એકાસણું નિવી બે વરસ સુધી, લાગલાગટ માસખમણ ૧૬ વર્ષો સુધી, એકલા અખંડ આયંબીલ ૨૦ વર્ષો લગી કર્યાં. એમ લક્ષ્મણા સાધ્વીજીએ ૫૦ વર્ષો સુધી ઘોર તપશ્ચર્યા કરી, છતા શલ્ય હોવાથી પોતાનું દુશ્ચરિત્ર જાહેર ન કરવાથી અને ગુરુ પાસે આલોચણા બીજાના નામે લેવાથી; તે લક્ષ્મણા સાધ્વીજી શુદ્ધિ મેળવી શકયા નહિ. છેલ્લે પણ આર્તધ્યાનમાં મૃત્યુ પામી દુર્ગતિમાં પટકાયા. હવે આવતી ચોવીસીના પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભ પ્રભુજીના શાસનમાં તેઓનો આત્મા મોક્ષમા જશે.

જેમ લક્ષ્મણા સાધ્વીજીને ફક્ત મનમાં અશુભ વિચાર ઉદભવ્યો અને પશ્ચાત્તાપ પણ થયો. પરંતુ તેઓએ પોતાની જાતને છુપાવીને પ્રાયશ્ચિત લીધું અને આત્મશુદ્ધિ ન થઈ તેમ આપણો પણ મોક્ષમાં આંક ત્યારે જ મંડાશે કે જ્યારે ખરેખરા નિઃશલ્ય–નિષ્કપટી બનીશું ત્યારે. ગમે તેટલો જ્ઞાની, તપસ્વી બડભાગી હોય પણ જો મનથી અલ્પ પણ કપટી હોય તો તેની આંખ બગડી જાય. શલ્યવાળો માનવી મહાન કષ્ટવાળી ઘોર તપસ્યા દેવતાઈ હજાર વર્ષ સુધી કરે છતાં તે શુદ્ધ ન થાય. કેમકે તે પોતાનું પાપ ગુરુ પાસે પ્રગટ કરતો નથી. એટલે નાનામાં નાનાનું પાપ પણ જીવન

વિકાસને રૂંધવા સમર્થ છે, નાનામા નાનું પાપ આવતી કાલે વિરાટ સ્વરૂપ ધારણ કરી મોટા પાપોમાં પલટેલી હશે. માટે આપણે શુદ્ધ રહેવું ખાસ જરૂરી છે. પ્રાયશ્ચિત એ આવશ્યક છે. પ્રાયશ્ચિત લેવાથી કર્મો નાશ થાય છે એ સર્વજ્ઞ ભગવંતોનું વચન છે. અને સર્વજ્ઞ ભગવંતોના વચન અનુસાર પ્રાયશ્ચિત દેનાર પણ પંચ મહાવ્રતધારી અનુભવી ગુરુ મહારાજ છે. કહ્યુ છે કે:—

"સસલ્લો જઇ વિ કટ્ઠુગ્ગં, ઘોરં વીરં તવં ચરે;
દિવ્વં વાસસહસ્સં તુ, તઓ તં તસ્સ નિપ્ફલં"

—×—

## ૬ શુભકરણીનું ફળ નબળા વિકલ્પોથી હારી જવાય.

ધર્મનાં પરિણામને પામ્યા પછી જીવનું જો પતન ન થાય તો તેનો વિકાસ ખૂબ ઝડપી થાય છે. પણ જો પરિણામો બદલાઇ જાય તો જીવ ફળથી વંચિત રહે છે.

એક ગામમાં બે વેપારી રહેતા હતા. આમ જિનમંદિર ઉપાશ્રયમાં આવ–જા કરતા. તે ગામમાં એક વખત પંચ મહાવ્રતધારી ગુરુભગવંત પધાર્યા. બન્ને વ્યાપારીઓ ગુરુભગવંતના સમાગમમાં આવ્યા. અને ગુરુએ પણ યોગ્ય જીવ જાણી ધર્મકર્તવ્યનો ઉપદેશ આપ્યો. અને પ્રતિજ્ઞા લેવા કહ્યું. તેમાંથી એક વ્યાપારી એવી પ્રતિજ્ઞા અંગીકાર કરે છે કે–મારે દરરોજ જિનેશ્વર ભગવંતની પૂજા કર્યા પહેલા દુકાને જવું

નહિ, જ્યારે બીજા વ્યાપારીની ભાવના ઘણી ઉંચી હોવા છતાં તેના સ્થિતિ-સંયોગના હિસાબે તે પ્રતિજ્ઞા લઈ શક્યો નહિ.

હવે જેણે પ્રતિજ્ઞા લીધેલી તે સવારમાં દરરોજ સ્નાનાદિ કરી શુદ્ધ વસ્ત્ર પહેરીને જિનમંદિરે પૂજા કરવા જાય છે. થોડા દિવસ તો તે પ્રતિજ્ઞામાં અડગ રહ્યો. પણ જતે દહાડે તેના મનનાં પરિણામો પલટાઈ જાય છે. ને તે વિચારે છે. કે હું પ્રતિજ્ઞાથી બંધાએલો છું. એટલે હવે મારે બીજો કોઈ ઉપાય રહ્યો નથી અને સવારનો મારો ટાઈમ પૂજામાં પસાર થઈ જાય છે. એ સમય દરમ્યાનમાં મારા બધાં જુનાં ગ્રાહકો મારી દુકાન બંધ રહેતી હોવાથી જેણે પ્રતિજ્ઞા નથી લીધી તેની દુકાનેથી માલ ખરીદે છે. એટલે તેને ખુબ નફો રહે છે. જિનપૂજાનું ફળ તો ક્યાંય દૂર રહ્યું પણ ધન-હાની તો અત્યારે પ્રત્યક્ષ દેખાય છે. મારા બધાં જુના ગ્રાહકોને તેણે પોતાના કરી લીધાં છે. અમુક દીવસો પસાર થતાં મને વ્યાપારમાં મોટો ધક્કો લાગશે. આ રીતનાં વિચારોથી તેની ભાવના નબળી પડી જાય છે. પૂજામાં પણ અરુચિ રાખે છે. પ્રતિજ્ઞાનો પશ્ચાત્તાપ કરે છે.

જેણે પ્રતિજ્ઞા લીધી નથી તે વ્યાપારી વિચારે છે કે મારી પાડોશના વ્યાપારીને ધન્ય છે જે દિવસ ઉગે અને સૌથી પ્રથમ વીતરાગ પરમાત્માના દર્શન કરે છે અને મારે તો દિવસ ઉગે કેટલાય રાંક અને પામર લોભી માનવોનાં મુખ જોવા પડે છે. હાય. મારો તો આખો દિવસ બગડી જાય છે. જ્યારે તે વ્યાપારી પરમાત્માના દર્શન પૂજન-વંદન

માટે પોતાના જીવન ને દિવસને સફળ કરે છે. ખરેખર તો ધન્ય અને કૃતપુણ્ય છે. કે જે આખા જગતને શરણરૂપ જિનેશ્વર ભગવંતનાં ચરણોને સવારનાં ઉઠતાંવેંત જ વંદન કરે છે. આવી શુભ ભાવના તે હરરોજ ભાવે છે.

એટલામાં કોઈ પધારા જ્ઞાની ગુરુ ભગવંત ગામમાં પધારે છે અને બન્ને વ્યાપારી વંદનાર્થે જાય છે, ગુરુ ભગવંત હરરોજ પૂજા કરનાર વ્યાપારી સામુ જોઈને કહે છે કે પૂજા હરરોજ તું કરે છે પણ તેના લાભથી તું વંચિત રહે છે; કારણ કે તારા અંદરના અધ્યવસાયો-વિચારો નબળા છે, જ્યારે આ તારો પાડોશી વ્યાપારી પૂજા નહિ કરતો હોવા છતાં તેના વાસ્તવિક ફળને પામે છે. કારણ કે તેના અંદરના ભાવો ઉંચા છે. આર્થિક લાભ તો સૌને સૌના ભાગ્ય-મુજબ થાય છે. ધર્મક્રિયામાં જોડાયા પછી તેની ચિંતા મગજમાં નહીં રાખવી જોઇએ. જીવ નબળા વિચારો કરીને ફળ હારી જાય છે.



## માનવજન્મ દુર્લભ શા માટે ?
### દશ દૃષ્ટાંતો

અનંતદુઃખમય આ સંસારમાં માનવભવ શાથી દુર્લભ કહ્યો છે? સહુથી થોડા મનુષ્ય છે. ચૌદ રાજલોકમાં તીરછો લોક અતિ અલ્પ છે એટલે એક રાજ લાંબો પહોળો અને અઢારસો જોજન ઉંચો છે. એમાં અસંખ્યાતા દ્વીપોની વચમાં રહેલ પીસ્તાલીસ લાખ યોજન પ્રમાણ મનુષ્યક્ષેત્ર બિન્દુ

માત્ર છે. તેમાં પણ નદી, સમુદ્રો, પહાડો. જંગલો આદિમાં
તો માનવની વસ્તી હોતી નથી, હોય તો પણ બહુ ઓછી
હોય છે. માનવના એકસો એક ક્ષેત્રમાં મનુષ્યની વસ્તી
હોય છે.

ગર્ભજ મનુષ્ય સંખ્યાતા જ હોય છે. બેની સંખ્યાને
છન્નુવાર બમણા કરવાથી જે સંખ્યા આવે તેટલા માનવ
વધારેમાં વધારે હોય. અથવા છઠ્ઠા વર્ગને પાંચમા વર્ગથી
ગુણવામાં આવે તે સંખ્યા પણ તેટલી થાય એકનો વર્ગ
એકજ થાય ગમે તેટલી વખત વર્ગ કરવામાં આવે તો પણ
સંખ્યા વધે નહિં. માટે અહિં પેહેલો વર્ગ બેનો જ ગણવો
૨ નો પ્રથમ વર્ગ ૪, બીજો ૧૬, ત્રીજો ૨૫૬; ચોથો ૬૫૫૩૬
પાંચમો ૪૨૯૪૯૬૭૨૯૬, છઠ્ઠો ૧૮૪૪૬૭૪૪૦૭૩૭૦૯૫૫૧-
૬૧૬ એને પાંચમા વર્ગ ૪૨૯૪૯૬૭૨૯૬ થી ગુણતા ૭૯-
૨૨૮૧૬૨,૫૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪,૩૯૫૦૩૩૬ એટલે ઓગ-
ણત્રીસ આંકડા આવે તેને એકમ દશક વિગેરે સંખ્યાથી
આ પ્રમાણે બોલી શકાય સાત કોડાકોડી કોડાકોડી બાણુ
લાખ અઠ્ઠાવીશ હજાર એકસો બાસઠ કોડાકોડી કોડી, એકા-
વન લાખ બેતાલીસ હજાર છસો તેંતાલીશ કોડાકોડી સાડ-
ત્રીશ લાખ ઓગણસાઠ હજાર ત્રણસો ચોપન ક્રોડ, ઓગણ
ચાલીશ લાખ પચાસ હજાર ત્રણસો છત્રીશ એ પ્રમાણે બોલાય.

આ આંકડાઓને પૂર્વાચાર્યો પૂર્વ અને પૂર્વાંગની સંજ્ઞાથી
પણ બોલે છે. ચોરાસીલાખ એટલે એક પૂર્વાંગ અને એને
ચોરાસી લાખે ગુણવાથી એક પૂર્વ એટલે સીત્તેરલાખ તથા
છપ્પન હજાર ક્રોડ ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦૦ ઉપરની ઓગણ-

ત્રીશ આંકડાવાળી રકમને આ રકમથી ભાગવાથી જે આવે તેટલા પૂર્વની સંખ્યા કહેવાય અને શેષ રહેલને ચોરાસી લાખ વડે ભાગવાથી જે ભાગમાં આવે તે પૂર્વાંગ કહેવાય અને પછી છુટી રકમ કહેવાય તે પ્રમાણે ૧૧૨૨૮૪૮૧૦, ૮૧૯૫૩૫૬ અગિઆર કોડાકોડી બાવીશલાખ કોડ, ચોરાસી હજાર કોડ, આઠસો દશ કોડ, એકાશીલાખ પંચાણું હજાર ત્રણુસો છપ્પન પૂર્વ, એકવીશલાખ સીતેરહજાર છસો ઓગ-ણુસાઠ પૂર્વાંગ ઉપર ત્યાસી લાખ પચાસ હજાર ત્રણસો છત્રીશ એ રીતે મનુષ્યની સંખ્યા કહેવામાં આવી છે. એના કરતાં બીજા જીવો ઘણાં છે.

મનુષ્ય કરતાં નારકના જીવો અસંખ્યાત ગુણા છે, એનાથી દેવતા અસંખ્યાત ગુણા છે. એનાથી તિર્યંચ અસંખ્યાત ગુણા છે. અને નિગોદ સહુથી અનંત ગુણા છે. મનુષ્યપણું બહુ થોડા જીવોને મળે છે. માટે દુર્લભ કહ્યું છે. આઠમા દેવલોક ઉપરના ચાર દેવલોકથી નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર આ સ્થાનનાં દેવોને માનવભવમાં જ જન્મ લેવાનો હોય છે. એટલા દેવો પણ મનુષ્ય કરતાં અસંખ્યાત ગુણા હોય છે. એથી મનુષ્યભવ અતિ દુર્લભ મનાય છે. ધર્મના સાધનો જેટલા મનુષ્યગતિમાં મલી શકે છે. તેટલા બીજી ગતિઓમાં મલી શકતા નથી આથી શાસ્ત્રકારોએ માનવ-જન્મના બહુ વખાણ કર્યા છે.

સહુથી ઉંચે ઉત્કૃષ્ટ સુખોમાં રહેલા અનુત્તર વિમાન-વાસી દેવતાઓ પણ માનવશરીરને ઝંખે છે, કારણ કે ઉત્કૃષ્ટ

વિરતિ માનવને માટે સુલભ છે અને દેવતાઓને દુર્લભ છે. વિરતિપણાના સુખના રહિતપણાથી દેવતાઓને દૈવિક સુખો પણ દુઃખરૂપ લાગે છે. શાસ્ત્રોમાં કહ્યું છે કેઃ—

"देवा विसयपसत्ता, नेरइया विविहदुक्खसंजुत्ता ।
तिरिया विवेगविकला मणुआणं तु धम्मसामग्गी ॥"

અર્થઃ-દેવો વિષયસુખમાં મસ્ત હોય છે, જ્યારે નારકનાં જીવો દુઃખો ભોગવવામાં પુરા હોય છે. અને તિર્યંચો વિવેકવિહીન હોય છે. ચારે ગતિમાં શ્રેષ્ઠ માનવભવ છે. સંપૂર્ણ ધર્મસામગ્રીની અનુકૂળતા માનવ સિવાય અન્યત્ર નથી."

માનવજીવન તેમાંય આર્યક્ષેત્ર, સંપૂર્ણ પંચેન્દ્રિય શરીર, પરિવાર, વૈભવાદિ તેમાંય શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ શ્રી જિનધર્મનો સંયોગ, એ પૂર્વભવના પુણ્યનો પ્રતાપ છે. એ પુણ્યને અત્યારે આપણે ભોગવી રહ્યા છીએ. જો એ પુણ્ય ભોગવાઈ જશે અને બીજું પુણ્ય નહીં બાંધીએ તો પરભવ માટે શું ? એમ નથી કે આપણો આ દેહ કાયમ માટે ટકી રહેવાનો છે ? જન્મ્યા એટલે મરવાના જરૂર જ. જન્મ્યા એજ આપણો મ્હોટો ગુનો છે. કાળે કોઈનેય છોડયા નથી. કાળનાં જડબામાંથી જે મુક્ત બની જાય તે જ ધન્ય છે. કિંતુ તે મુક્ત, મુક્તપણું, પંચમગતિ, સિદ્ધ અવસ્થા સિવાય અન્યત્ર નથી. આ અનિત્ય જગતમાં જન્મ જ ન લેવો પડે તેવી અવસ્થામાં જ 'આત્માનું' ડહાપણ કહેવાય." મૃત્યુનો શોક કરવો એ નરી મૂર્ખાઈ છે.' જ્યારે જન્મ થવાનો જ શોક

કરવો એ ખરું ડહાપણ છે. માનવભવમાં પૌદ્ગલિક ભાવોથી વિમુખ થઈ આત્માના ગુણોમાં રાચવું, તપ-સંયમ-ઇન્દ્રિય-દમન, દાનાદિમાં રુચિ રાખવું તો પરભવની ચિંતા શી?

આત્મા અનાદિકાળથી પૌદ્ગલિક ભાવોમાં રાચેલો છે, તેના કારણે એને તપ, ત્યાગ, ઈન્દ્રિયદમન તરફ અરુચિ છે. હંમેશાં સ્વાભાવિક રીતે આપણને નવીન કાર્ય પ્રથમ કઠીન લાગે છે. પણ એજ કાર્ય અલ્પ દિવસો દરમ્યાન આપણા હાથે થતું તો એ કાર્ય જુનું (રોજનું) બની જશે. ઇન્દ્રિયોને અનાદિકાળથી તૃપ્ત કરી છે, એટલે દમન કરવી કઠીન લાગે છે પણ એમાં (દમનમાં) જો ધીમે-ધીમે રુચિ આવી ગઈ તો આત્માને હંમેશા માટે (પરભવ માટે) સુગમ બની જશે. એટલે પૂજ્ય જ્ઞાની ભગવંતોએ તપ, ત્યાગ પચ્ચક્ખાણ આદિ નિયમો બતાવ્યા છે.

જેને મુક્ત બનવું હોય, સંસાર ન ગમતો હોય તેને જિનધર્મ તરફ સદ્ભાવ જ હોય. સંસારમાં રહ્યો હોવા છતાં જલ-કમલવત્ એ અલિપ્ત હોય છે. સાંસારિક ક્ષણિક-ઇંદ્રિયોનાં વિષયોમાં રહેલો હોવા છતાં એને દુઃખરૂપ માનતો હોય છે. પણ એનું મન તો સતત તપ-ત્યાગાદિ ધર્મ કાર્યોમાં રાચતું હોય છે

જીવનમાં કામ-ક્રોધ-મદ-મોહાદિને દફનાવી આત્મામાં તપ-ત્યાગ-બ્રહ્મચર્ય આદિ સુસંસ્કારોનું વાવેતર કરશો તો પરભવમાં તેનાં સુંદર ફળો આસ્વાદવા મળશે. "અવસર **પામી આળસ કરશે તે મૂરખમાં પહેલોજી !"**

પૂ. મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મ. નાં આ
ાચનો છે એ ઉક્તિ અનુસાર મોંઘો માનવભવ મળ્યા પછી
' જે માનવ ઇન્દ્રિયોના સુખોમાં, ઉન્માદ-પ્રમાદમાં સમય
પસાર કરશે તે સંસારમાં ચક્રવત્ ભમ્યા જ કરશે.

હાય ! દુર્લભ માનવભવ મળવા છતાં એ માનવ હારી
જશે. હાથમાં મહા મહેનતે આવેલા ચિંતામણિ રત્નને ફેંકી
દેશે. રે ! આવો તારક ધર્મ ( સર્વજ્ઞભગવંતોક્ત ) ફરી
ક્યારે મળશે ? મૂર્ખ માનવ ! ધર્મ કર ! ધર્મ !! મનુષ્ય
ભવ ફરી ફરી નથી મલવાનો ! શાસ્ત્રકારોએ એની દુર્લભતા
બતાવવા માટે દશ દૃષ્ટાંતો આ રીતે બતાવ્યા છે.

" चुल्लग पासग धन्ने, जुए रयणे य सुमिण चक्के य।
कुम्म जुगे परमाणू, दस दिट्ठंता मणुअलंभे ॥"

[શ્રી ધર્મનિધાન કેન-રત્નસંચય પ્રકરણે]

(૧) ચુલક (ભોજન)-એક વખત કોઈ બ્રાહ્મણ પર
ચક્રવર્તિ બ્રહ્મદત્ત પ્રસન્ન થયો અને સ્વેચ્છા મુજબ વરદાન
માંગવાનું કહ્યું ત્યારે યાચક બ્રાહ્મણે પોતાની પત્નીની સલાહ
મુજબ કહ્યું કે " તમારા રાજ્યના દરેક ઘરે મને વારાફરતી
ભોજનની અનુકૂળતા કરી આપો. અર્થાત્ દરેક ઘરે હું
મારા પરિવાર સહિત જમું." રાજાએ હા પાડી.

વરદાન મુજબ પ્રથમ દિવસે ચક્રવર્તિને ત્યાં બ્રાહ્મણ
પરિવાર જમ્યો, પણ સ્વાદિષ્ટ ઉત્તમોત્તમ ભોજન શે ભૂલાય ?
બાદ દરરોજ રાજ્યના જુદા જુદા ઘરોમાં ભોજન કરવા

કાઢ્યો. પણ ચક્રવર્તિના ભોજનનો સ્વાદ યાદીમાંથી શે જાય ચક્રવર્તિનું ભોજન જેટલું સ્વાદિષ્ટ...તેટલું સ્વાદિષ્ટ ભોજ અન્યને ત્યાં ન હોય ને ? છ ખંડના વિરાટ ક્ષેત્રમાં શહેરો ગામડાં કેટલા ? વળી તેમાં ઘરોની સંખ્યા કેટલી ? અને દરેક ઘરે ભોજન કર્યાં પછી ક્યારે ચક્રવર્તિના ઘરે સ્વાદિષ્ટ ભોજન આરોગવાનો લ્હાવો મળે ? સુલભ છે કે ચક્રવર્તિના ઘરનો વારો આવે ત્યાં સુધી તે બ્રાહ્મણનાં બીજા કેટલાય જન્મો થઈ જાય ! અર્થાત્ ચક્રવર્તિના ઘરે બ્રાહ્મણને તે ભવમાં જમવાનો પ્રસંગ પ્રાપ્ત થવો દુર્લભ છે, તેમ જ હાથમાંથી ગએલો માનવભવ પુનઃ મળવો અતિદુર્લભ છે.

(૨) **પાસાઃ**–કહેવાય છે કે મૌર્ય ચંદ્રગુપ્ત રાજા જ્યારે રાજગાદીએ આવ્યો ત્યારે તેનો ભંડાર ખાલી થઈ ગયો હતો પણ મતિવંત ચાણક્યે એક અદ્ભુત પ્રયોગ અજમાવ્યો એ મુજબ મૌર્ય ચંદ્રગુપ્ત રાજાએ કળવાળા પાસા બનાવડાવ્યા. જેથી જુગારમાં સ્વેચ્છાએ નાખી શકે. પછી ઉદ્ઘોષણા કરાવી કે જે કોઈ પણ પાસાની રમતમાં મને જીતી જશે તેનું સોનામહોરોથી ભરેલા થાલ દ્વારા સન્માન કરવામાં આવશે અને જો હારી જશે તો તેને માત્ર એક જ સોનામહોર આપવી પડશે. આવી લાલચમય ઉદ્ઘોષણાથી સેંકડો લેખે લાલચુ જીવો પાસાનો જુગાર રમ્યા પણ પરાજિત બન્યા. હવે હારી ગએલા લોકો તેજ પાસાની રમતથી કદી પોતાની ગએલી સોનામ્હોર પ્રાપ્ત કરી શકે ખરા ? ન જ કરી શકે...કદાચ માનીએ કે જો કોઈ દેવતાના સહ-

યોગથી કદાચ પ્રાપ્ત કરી લે છતાં હાથમાંથી ગએલો
માનવભવ મળવો અતિદુર્લભ કહ્યો છે.

(૩) ધાન્ય રાશિઃ-આખા જગત્ભરનું હરેક પ્રકારનું
ધાન્ય એકત્રિત કરવામાં આવે અને તેમાં એક મુઠ્ઠીભર
સરસવના દાણા ભેળવવામાં આવે હવે એક અશક્ત અને
વૃદ્ધ ડોસીને તે સરસવના મુઠ્ઠીભર દાણા જુદા પાડવાનું
કહેવામાં આવે તો તે દાણા અલગ પાડી શકે ખરી ?

બસ એ જ પ્રકારે અનંતભવોના ફેરામાં માનવજીવન
તો પેલાં સરસવનાં દાણા જેવો છે હો ! તેમ હાથમાંથી
છટકી ગએલ દુર્લભતમ માનવભવ પુનઃ મળવો દુર્લભ કહેલ છે.

(૪) જુગારઃ-એક નગરમાં એક રાજા હતો. પણ
યુવાન હતો. તે રાજાના પુત્ર રાજકુમારે વિચાર્યું કે મારા
બાપુ તો હજી યુવાન છે. ક્યારે મૃત્યુ પામે ? અને ક્યારે
મને રાજ્ય મળે ? ને ડૂબ્યો ચિન્તાસાગરમાં.

કોઈ પણ રીતે રાજાને પોતાના પુત્રની મનોકામના સમ-
જમાં આવી ગઈ. એટલે રાજાએ એક યુક્તિ રચી એક વખત
એકાંતમાં રાજાએ પોતાના પુત્રને બોલાવ્યો અને કહ્યું કે
બેટા ! આપણા કુળનો એવો રીવાજ છે કે-આપણી રાજ-
સભાને એક હજાર આઠ સ્થંભો છે. તે દરેક સ્થંભને એકસો
આઠ હાંસો છે. જુગારની રમતમાં એકવાર જીતતાં એક હાંસ
જીતી ગણાય. એવી રીતે અખંડપણે બધી હાંસો જીતાઇ
જતાં એ રમત પૂર્ણ થઈ કહેવાય. અને જ્યારે રાજપુત્ર
જીતી જાય ત્યારે તેને રાજગાદી સોંપી રાજા બનાવવો. માટે

ચાલ આપણે બન્ને જુગાર રમીએ. અને યાદ રાખજે કે વચમાં ફક્ત એકવાર હાર થઈ તો બધું નિષ્ફળ થશે. અને ફરી રમવું પડશે.

આ દૃષ્ટાંત તો સહુ કોઈને વિચારોમાં નાખે તેવું છે જે શરત છે એ રીતે રાજકુમાર કદાપિ જીતી શકે નાહ અર્થાત્ (હાથમાંથી ગએલ) માનવભવ પુનઃ પ્રાપ્ત કરવો દુર્લભ છે.

(૫) રત્નો :— એક શેઠને ત્યાં પૂર્વપરંપરાથી કિંમતી વિવિધ રત્નોનો સંગ્રહ હતો. અને શેઠને પણ સંગ્રહી રાખવાનો ખૂબ જ શોખ. કિન્તુ તેના પુત્રને આ વાત ગમતી નહિં. કયારેય કામ પ્રસંગે શેઠ પરદેશ ગયા, તે અવસરનો લાભ લઈ તેના પુત્રે પરદેશી વેપારીઓને રત્નો વેચીને ધન એકઠું કરી લીધું. અમુક સમય બાદ શેઠ ઘરે આવ્યા અને આ રત્ન વેચાણની વાત ખ્યાલમાં આવી અને પુત્રને ઘણો ઉપાલંભ આપ્યો. ને ક્રોધાતુર બની કહ્યું કે દેશાવર જઈ એ ને એ જ મારા બધાંય રત્નો પાછા લઈ આવ. હવે વિચારવાનું એ છે કે હાથમાંથી ગયેલા અર્થાત્ પરદેશી વેપારીઓને વેચાએલા રત્નો પ્રાપ્ત કરવા કેટલા મુશ્કેલ છે? તે જ રીતે હાથમાંથી ગએલો, માનવભવ ફરી મળવો દુર્લભ છે.

(૬) સ્વપ્ન :— એક વખત એક રાજાનો પુત્ર કોઈપણ કારણે પરદેશ ગયો. આગળ જતાં તે રસ્તા પરની ધર્મશાળામાં સૂઇ ગયો. હવે રાત્રિના ચતુર્થ પ્રહરમાં તેને એક સુંદર સ્વપ્ન આવ્યું. હવે સંજોગોવશાત્ એક ભિક્ષુક પણ તેની નજીકમાં મોડી રાતે આવી સૂઈ ગયો હતો તે ભિક્ષુકને પણ રાજકુમારની પેઠે સુંદર સ્વપ્ન આવ્યું.

અહીં વિચારવાનું એ છે કે આ રાધાવેધ સાધવો કેટલો કઠીન છે ? તેવી જ રીતે માનવભવ પુનઃ મળવો અતિ દુર્લભ કહ્યો છે.

(૮) કાચબાને ચંદ્રદર્શન :– એક ઉંડા સરોવરમાં ઘણું પાણી હતું. તેમાં અનેક જલચર જીવો રહે. હવે તે ધરો વહેતો ન હોવાને કારણે પાણીપર ગાઢ સેવાલ જામી ગઈ. પવનના સંયોગે એક વખત સેવાળ આમ તેમ થતાં પાણી છતું થયું. અને બરાબર તે સમયે એક કાચબો ઉંચે આવી ચઢયો. હવે તે પાણી છતું થયું તે કારણે આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર જોયો. આવો ગોળ, સૌમ્ય અને થાળી જેવો ચન્દ્ર જિંદગીમાં કદી પણ જોયો ન હતો, એટલે પોતાની પત્ની આદિ પરિવારને બતાવવા વિચાર થયો. ને પાછો તળીયે ગયો. તેવામાં પવનના ઝપાટાથી સેવાલ જેમ હતી તેમ થઈ. એટલે પાણીનું છિદ્ર પુરાઈ ગયું કાચબો કુટુંબી-ઓને ઉપર લઈ આવ્યો ને ચારે બાજુ છિદ્ર શોધવા લાગ્યો. પણ ઘણું ફરવા છતાં છિદ્ર ન મલ્યું. અને નિરાશ બની પાછો ચાલ્યો ગયો. કયારે પવનના સંજોગે છિદ્ર પડે ? પડે તો અંધારી રાત હોય. રાત્રિ અંજવાળી હોય તો આકાશ વાદ-ળાથી ઘેરાએલું હોય તો ચંદ્રદર્શન દુર્લભ બની જાય. તે જ રીતે માનવભવ પણ સમગ્ર સામગ્રી યુક્ત મલવો અતિ-દુર્લભ છે.

(૯) યુગ :– બળદના સ્કંધ પર જે ધોંસરી મૂકવામાં આવે છે તેને યુગ કહેવામાં આવે છે. તે યુગમાં એક છિદ્ર

હોય છે. બળદ આઘો-પાછો ન થઈ જાય તે માટે તેમાં એક લાકડાનો દંડિકો ભરાવવામાં આવે છે. જેનું બીજું નામ સમીલ પણ કહેવાય છે.

હવે ધોંસરી સમુદ્રને એક છેડેથી પાણીમાં નાખવામાં આવે અને સમોલને બીજા છેડેથી વહેતી મૂકવામાં આવે તો સમુદ્રના ઉછળતાં પાણીના મોજાથી તે ધોંસરી ને સમોલ ભેગાં થશે ખરાં ? ક્યારે પણ તે સમોલ આપોઆપ ધોંસરીના છિદ્રમાં પ્રવેશ કરશે ખરી ? તેવી જ રીતે પૂજ્ય જ્ઞાની પરમાત્માઓએ મનુષ્યજન્મની પ્રાપ્તિ દુર્લભ કહેલ છે.

(૧૦) પરમાણુ :—એક સુવિશાળ પથ્થરના થાંભલાના ટુકડે ટુકડા કરી અને તેનું અતિ બારિક ચૂર્ણ રજકણથી પણ સૂક્ષ્મ કરવામાં આવે જેથી તેના પરમાણુએ પરમાણુ છુટા પડી જાય. તે ચૂર્ણને એક નળીમાં ભરીને તેને કોઈક દેવતા મેરુશિખરની ટોચ પરથી જોરથી ફુંક મારી ચારે દિશાઓમાં ઉડાડી મૂકે પછી એવો વિચાર કરવામાં આવે કે તે બધા પરમાણુઓને એકત્ર કરીને પુનઃ પેલા સ્થંભનું નિર્માણ કરીએ. તો તે બની શકવું જેમ અસંભવિત છે તેમ માનવભવ પણ પુનઃ પુનઃ મળવો દુર્લભ છે.

આ દશ દૃષ્ટાંતોએ પૂ૦ જ્ઞાની ભગવંતોએ માનવભવ અતિ દુર્લભ કહ્યો છે, આપણને તે સહજમાં મળી ગયો. પૂર્વેના પુણ્યોદયથી મળેલ માનવ અવતારની સાર્થકતા શી રીતે થાય ? આગળ કહેવાઈ ગયું છે કે તપ, ત્યાગ, ઈન્દ્રિયદમન આદિથી અને છેવટે સર્વોત્તમ આત્મસમર્પણવામાં માનવ-

ભવની સાર્થકતા છે. સૌ કોઈ પુણ્યશાળી માનવો ધર્મને સ્વકર્તવ્ય સમજી, માનવભવની સાર્થકતા કરવા ઉદ્યમશીલ રહે એજ શુભ ભાવના.

—×—

## શું ખરેખર જમાનો બદલાયો છે?

લેખક : **તારાચંદ રતનશી "તારક" મુંબઈ**

ઉપતંત્રી- "કચ્છ રચના"

આપણા સમાજમાં આજકાલ એમ કહેનારા દૃષ્ટિગોચર થવા માંડયા છે, કે 'હવે જમાનો બદલાયો છે. માટે ધર્મની જૂની-આગળથી ચાલી આવતી પ્રથાઓ મુકીને આધુનિકતા અપનાવવી જોઇએ. અર્થાત્ પલ્ટાતા જતા યુગ સાથે હાથ મીલાવવા જોઈએ !....'

અત્યારે....આવું માનનારા કે કહેનારા એ સુજ્ઞ મહાશયોને એ પુછવાની લાલચ નથી રોકી શકાતી કે....યુગને (જમાનાને) પલ્ટાવનાર કોણ ? શું એ જમાનાને અનુસરી ધર્મ એવો ઉપદેશ આપવો કે, 'તમે બેલબોટમ પહેરો શરીરને તદ્દન ફીટ કરી નાખે એવા ચુસ્ત કપડા પહેરો અને એવી રીતે તમારા અંગોપાંગનું પ્રદર્શન કરવા માંડો ! આજના પાશ્ચાત્ય અંધ અનુકરણને ન મૂકો !' અને શું એ રીતો અપનાવવાથી સમાજમાં અનિષ્ટ તત્ત્વોને પ્રવેશવાની તક નહીં મળે ?

અરે ! આજે આવ્યો છે-અણુયુગ. અથવા હૈડ્રોજન

યુગ. હિપ્પીસ્ટારોનો યુગ આવ્યો છે. નાઈટ કલબોનો યુગ આવ્યો છે. ગાંધી ટોપી પહેરી, અહિંસાનું નામ આગળ ધરી કતલખાના ચલાવવાનો યુગ આવ્યો છે, જાહેરમાં રૉક એન્ડ રોલ (ડાન્સ) કરવાનો યુગ આવ્યો, છે. દારૂબંધી દૂર કરી ભાવિ પેઢીનો કચ્ચરઘાણ વાળવાનો યુગ આવ્યો છે, વડીલોનાં વચનોને અવગણીને સ્વચ્છંદતા તથા ઉદ્ધતાઈ વિકસાવે એવો શિક્ષણ આપવાનો યુગ આવ્યો છે, ધર્મને અગ્નિસંસ્કાર આપવાનો યુગ આવ્યો છે, ટી. વી. યુગ આવ્યો છે, કેડીલેટ અને મરસીડીઝ કારમાં ફરવાનો યુગ આવ્યો છે, હવાઈ પક્ષિઓમાં તથા ઇલેક્ટ્રીક ટ્રેનોમાં રખડવાનો યુગ આવ્યો છે, ખુરશી (સત્તા) માટે મારામારી ને આગળ વધીને ખૂના-મરકી કરવાનો યુગ આવ્યો છે !....

ભલેને લોકો કહેવા યુગ બદલાયો છે-જમાનો પલટાયો છે પણ હું માનું છું ત્યા સુધી માનવનું મન બદલાયું છે. માનવોનું ચિત્ત ક્રોધ-માન-માયા-લોભની ચિન્ટાથી ખરડાયું છે. જેના કારણે માનવને પણ દાનવની પદવી મહણ કરવાનો સમય આવી રહ્યો છે !....

પછી ચોરી, જુગારો, બેકારી, ખૂન, મારામારી માલની ભેળસેળ, લાગવગશાહી, ધન-દોલત પચાવવાની વૃત્તિ વગેરે ગુનાઓ વધે તેમાં નવાઈ શી! પછી ભલેને એનો વિરોધ કરવા કોઈ સભાઓ યોજે ! હડતાલ પાડે ! કે સત્યાગ્રહો આદરે તેમાંથી કશું જ વળવાનું નથી !....

જે માનવ આજના વધી રહેલા વિજ્ઞાનને સહાય ન કરે તે માનવ અર્થાત્ જે માનવ આજના એપેલો વગેરેની હકીકતને જૂઠ માને તે માનવ સમાજ કરતાં ભિન્ન છે વગેરે માન્યતાઓથી ધર્મસ્થાનોમાં, અરે! આગળ વધીને સાક્ષાત્ તીર્થસ્થળોએ શાસ્ત્રાજ્ઞાઓ જળવાતી નથી, અંદર (તીર્થ કે મંદિરમાં) જેને બેસાડી પૂજવામાં આવતાં હોય છે તેના સિદ્ધાંતોને લાત મારીને તેવા સ્થળોએ અભક્ષ્ય આહાર આપતી અદ્યતન હોટલો સ્થાપો! એવા પુનીત સ્થળોએ પ્રજાને આકર્ષે તેવી તેમની મનગમતી સગવડો સ્થાપો! વગેરે વગેરે આવી જાતની સલાહ આપી પોતાનું પાંડિત્ય દર્શાવનારાઓનો ધસારો વધી રહ્યો છે.

વિજ્ઞાનયુગ આપણું કલ્યાણ નહીં કરે. પરંતુ 'સર્વજ્ઞાઃ સર્વદ્રષ્ટારઃ' એવા શ્રી વીતરાગ પરમાત્માનાં વચનો સુખી થવા માટે કહો કે કલ્યાણ માટે સમર્થ સાધનભૂત છે. એ મહાનુભાવોએ પોતાને સર્વજ્ઞત્વ પ્રાપ્ત થયા બાદ જે કંઈ કહ્યું છે તે યથાર્થ જ છે. તેમનો એક ઉપદેશ એ પણ છે કે, "જીવો અને જીવવા દો!"

જો કોઈ કહે કે, આ બધા ભલે ગમે તે કહે પણ વૈજ્ઞાનિક સુખ સગવડો એ સિદ્ધ હકીકત છે. તેના પુરાવા રૂપ મોટરકાર, રેલગાડી, એરોપ્લેનો, સર્જનરી વગેરે છે! તો એવા મહાનુભાવોએ એ વાત ન ભૂલવી જોઇએ કે આજની મોટરકારો, રેલગાડીઓ, એરોપ્લેનો કરતાં જુના જમાનાના વાહનો સાવ નિર્ભય અને ખિનખર્ચાળ હતા.

શું મોટરો તથા ટ્રેનોના અકસ્માત નથી થતા ? શું તેમાં ફરતા માનવો તદ્દન નિર્ભય હોય છે? તેમને એક્સીડન્ટનો ભય નથી હોતો ? અને જો મશીનમાં બગાડો થાય તો તેની પાછળ હેરાનગતિ ઓછી હોય ? એરોપ્લેન (વિમાન) વિષે કહીએ તો તેને અકસ્માત નથી નડતા ? શું એના પણ અપહરણ નથી થતા ? બળતણ ખલાસ થતાં ભડકે નથી બળતા ? તેમાં સાવ નિર્ભય જ હોય છે ! આજની સર્જરી વિષે વિચારીએ તો તે પણ ઘણાં ઇન્જેક્શનો તથા છરી-ચપ્પુઓથી મૃત્યુ થાય છે. જ્યારે આપણે આપણા ઉપાયો જોઈએ, ત્યારે આપને એમ લાગ્યા વગર ન રહે કે, ખરી રીતે તો આવું જ બધું જોઈએ જુના યુગમાં લોકો આકાશગામિની વિદ્યા ધરાવતા હતા, જેથી તેઓ નિર્ભય રીતે યથેચ્છ વિહાર કરતાં, તેમજ અન્ય મંત્રો વગેરેની સહાયથી ઇચ્છિત પૂર્ણ કરતાં વળી રોગચાળામાં લીલી-સૂકી વનસ્પતિઓ ઉપયોગમા લેવાની છે કંઈ ખર્ચ ! કે માથાકુટ ? આ ઉપાયો હજી પણ આયુર્વેદવિદ્યામાં વિદ્યમાન છે ! પણ આજની પેઢીને એની કયા પડી છે !

આજે ઘણા જણાના મુખેથી એવા પોકાર નીકળતા હોય છે કે, મને આ દુઃખ છે, મને તે દુઃખ છે, અમુક આધિ છે-વ્યાધિ છે-ઉપાધિ છે-અને દુઃખ છે ! પરન્તુ એ દુઃખ આવ્યું ક્યાંથી ? સુખ શા માટે ન આવ્યું ? દુઃખજ શા માટે આવ્યું તો હવે સુખ પ્રાપ્ત કર્યા વગર ચાલે તેમ નથી ? તો શું આપણા ઇચ્છિત સુખો-અભિલાષાઓ આ વિજ્ઞાન પૂર્ણ કરી શકશે ? ના હો ! જરાય નહિ ! કેમ

ચાર પ્રકારનો છે. અશન, પાન, ખાદિમ, અને સ્વાદિમ. અશન એટલે જેનાથી પેટને-શરીરને પોષણ અપાય તે ખાદ્ય પદાર્થો. **પાનમાં** પાણી-પીણાં આદિ આવે. **ખાદિમમાં** ફળો, ફરસાણ શેકેલું ધાન્ય આદિ આવે અને **સ્વાદિમમાં**. સુંઠ, જીરૂ, મુખવાસ, મસાલા, ઔષધિઓ આદિ આવે. આના જુદી જુદી રીતે ત્યાગ કરાય છે. આ ચાર સિવાય કેટલીક અમુક પ્રકારની વસ્તુઓ ( કડવી યા બેસ્વાદ-ભસ્માદિ ) ને **અણાહારી** દ્રવ્ય પણ કહેવાય છે. અને તે અણાહારી દ્રવ્ય માંદગીના જરૂરી પ્રસંગે જ પચ્ચક્ખાણના નિયમમાં વાપરી શકાય છે. કિન્તુ તે અણાહારી દ્રવ્યની સાથે જો પાણી લેવાય તો આહાર બની જાય છે. માટે વ્રત-નિયમમાં રહી પાણી વિના એમજ લેવાય. જેમ કે રાખ-હરડે, હિમજ, કડવો લીમડો આદિ અણાહારી છે.

ચારે આહારના પચ્ચક્ખાણ ચાર રીતે લેવાય. ૧ દિવસનાં, ૨ રાત્રિનાં, ૩ અમુક સંકેતથી અથવા ઉપદ્રવ-માંદગી પ્રસંગે, ૪ અંતકાળે, જીવે ત્યાં સુધી તે યાવજ્જીવ. તેમાં પ્રથમ દિવસના પચ્ચક્ખાણ આ પ્રમાણે-

**નવકારશી આદિની સમજ**:-સૂર્ય ઉગે ત્યારથી બે ઘડી ( ૪૮ મિનિટ સુધી ) ઉપર કહેલ ચારે પ્રકારના આહારનો ત્યાગ-પચ્ચક્ખાણ લેવાથી નવકારશી પચ્ચક્ખાણ થાય છે. સૂર્યના ઉદયથી ૧/૪ દિવસ પ્રમાણ અર્થાત્ દિવસના ત્રણ ભાગ રહે ત્યારે પોરસિ પચ્ચક્ખાણ થાય છે. સાર્ધપોરસિ પચ્ચક્ખાણમાં ૧॥ પ્રહર અને પુરિમડ્ઢમાં ૨

પ્રહર એટલે ૦ાા દિવસ, અવઢ્ઢમાં ૩ પ્રહર સુધી ચારે આહા-
રનો ત્યાગ રહે છે. આ પચ્ચક્ખાણો સંપૂર્ણ થયે મૂઠીવાળી
ત્રણ નવકાર ગણીને જ ખાવા-પીવાનું કરાય છે. આ સિવાય
આખો દિવસ મુઠ્ઠિસહિયં પચ્ચક્ખાણ ચાલુ રાખી શકાય.
એમાં મુઠ્ઠિવાળી ત્રણ નવકાર ન ગણાય ત્યાં સુધી ચારે
આહારનો ત્યાગ એવો ત્યાગ-પચ્ચક્ખાણ કરાય છે. એ
શરૂ રાખવાથી અર્થાત્ એ સવારે લીધું, કાંઈ ખાવા-પીવાના
પ્રસંગે પાયું, પાછું વાપરી લીધા બાદ લીધું, તે પુનઃ
પાણી પીવાના સમયે પાયું, પીને લઈ લીધું એમ આખો
દિવસ ચાલુ રાખવાથી તેમજ રાત્રે ચોવિહાર હોવાથી કુલ
દિવસ-રાતના ૨૪ કલાકોમાં ૨૦-૨૨ કલાક જેટલો અન-
શનનો લાભ મળે છે. મહિને લગભગ ૨૫-૨૭ ઉપવાસ
જેટલો લાભ થાય. અથવા ક્યાંક કામમાં બેઠા કે નવરા
બેઠા અગર ચાલ્યા એટલા ટાઈમ માટે ખાવા-પીવાના
ત્યાગનો નિયમ કર્યો તો તેટલા પુરતો અનશનનો લાભ
મળે છે.

આ સિવાય સુદ-વદ પક્ષની બીજ, પાંચમ-આઠમ,
અગિયારસ, ચૌદસ, પુનમ તથા અમાવાસ્યા એ બાર તિથિએ
ખાસ કરીને ઉપવાસ, આયંબીલ, નિવી, એકાશન, દ્વયશન
(બેઆસણું) આદિ તપો કરવામાં આવે છે. ઉપવાસમાં
દિવસ-રાત્રિભર માટે ભોજનનો ત્યાગ હોય છે, દિવસના
કદાચ લેવું હોય તો માત્ર ઉકાળેલું પાણી લઈ શકાય, ઉપ-
વાસથી માંડીને બેઆસણા સુધીના બધા તપમાં પાણી માત્ર

ત્રણ ઉકાળાવાળું જ વાપરી શકાય. અધિક તપ કરવા શક્તિ હોય તો બે ઉપવાસ અર્થાત્ છટ્ઠ, ત્રણ ઉપવાસ એટલે અઠ્ઠમ, ચાર-પાંચ-છ-આઠ ઉપવાસ એટલે અઠ્ઠાઈ આદિ કરાય છે.

આયંબીલમાં દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ (સાકર) અને કડા (કઢાઈમાં તળેલું આદિ) એ છ વિગઈઓનો ત્યાગ તથા ફળ, મેવા, લીલાશાક, મરચું, આમલી, કોકમ, રાઈ, ધાણા જીરૂ આદિ મસાલાનો ત્યાગ, એટલે કે ફક્ત પાણીમાં રાંધેલ, લુખ્ખા ભાત, રોટલી દાળ આદિથી એકાશન કરવાનું હોય છે. એટલે પોરસી-સાર્ધપોરિસી આદિના સમયે એક જ વખત ખાવાનું હોય છે. તેવી જ રીતે લુખ્ખી નીવીમાં માખણ કાઢેલ છાશ લેવાની વધારે છૂટ રહે છે. એકાસનમાં દિવસે માત્ર એક જ આસને આહાર વપરાય છે. તેમાં અભક્ષ્ય અપેય સચિત્તાદિ વાપરવાનો નિષેધ છે. અને એક-વાર પોરસી સાર્ધપોરસી આદિ સમયે આહાર લીધા બાદ બાકી રહેલ દિવસ, રાતે ત્યાગ હોય છે. તેમજ બેઆસનમાં દિવસભરમાં બે બેઠકથી અધિક ભોજન નહિ. બાકીના સમ-યમાં ચારે આહારના યા પાણી સિવાય ત્રણ આહારના ત્યાગના પચ્ચક્ખાણ હોય છે.

આ તિથિ આદિમાં કરવાની તપશ્ચર્યા સિવાય પણ યથા-શક્તિએ વર્ધમાન આયંબીલ તપ, નવપદની ઓળી તપ, વરસીતપ, વીશસ્થાનક તપ, જ્ઞાનપંચમી તપ આદિ તપશ્ચ-ર્યાઓ પણ કરવામાં આવે છે.

રાત્રિના પચ્ચક્ખાણમાં દિવસના છૂટા હોય તો ચોવિ-

નારકીઓને કેવો સુંદર લાભ થાય છે, જે નીચેની હકીકતથી જાણી શકાશે. નારકીમાં રહેલો આત્મા અકામનિર્જરા વડે (ધર્મની ભાવના વિના જે દુઃખો સહન કરવામાં આવે છે, અને તેનાથી જે કર્મોનો ક્ષય થાય છે તેને અકામનિર્જરા કહે છે.) અતિતમ અને અસહ્ય દુઃખોને સહન કરવાથી સો વર્ષમાં જેટલાં કર્મો ખપાવે, તેટલાં જ કર્મો માત્ર નવકારશીનું પચ્ચક્ખાણ કરનારો ખપાવી શકે છે.

પોરસીથી એક હજાર વર્ષના, સાર્ધપોરસીથી દશ હજાર વર્ષનાં, પુરિમૂઢથી એક લાખ વર્ષના, એકાસણાથી દસ લાખ વર્ષનાં, નિવીથી એક ક્રોડ વર્ષનાં, એકલઠાણાથી (આ પચ્ચક્ખાણમાં માત્ર હાથ અને મોં સિવાય કોઈ અંગ હલવું ન જોઈએ, અને ઠામચઉવિહાર કરવો જોઈએ) દશ ક્રોડ વર્ષનાં, એકલદત્તથી (આ પચ્ચક્ખાણમાં પહેલી વખત જેટલું ભાણામાં પીરસાય તેટલું જ ખાઈને ઉઠી જવાનું હોય છે.) સો ક્રોડ વર્ષનાં, આયંબિલથી એક હજાર ક્રોડ વર્ષનાં, અને ઉપવાસથી દશ હજાર ક્રોડ વર્ષનાં કર્મો ખપાવી શકાય છે.

આ પ્રમાણે એક એક ઉપવાસની વૃદ્ધિએ દશ ગુણ વર્ષો વધારતાં જવું. નરકનાં ઘોર દુઃખોના ભોગવટાથી જે કર્મો ખપે છે; તેટલા કર્મોનો ઉપર જણાવેલ તપસ્યા કરવાથી ચૂરો થઈ જાય છે. માટે સુજ્ઞ સ્ત્રી-પુરુષોએ યથાશક્તિ વ્રત-નિયમો કરવા તથા કર્યા પછી તેનું પાલન કરવા ઉદ્યમશીલ બનવું. રોજ ન બને તો પર્વતિથિએ પણ શક્તિ મુજબ પચ્ચક્ખાણ કરવા ભૂલવું નહિ.

ભવ અનંતના ભ્રમણમાં, તુમ સમ ન મલ્યો નાથ !
જે સ્થાપે સ્વસ્વરૂપમાં, ભવમોહ હટાવી નાથ !
મુક્તિ વહેલી દેજો. આદિનાથ૦ ૪

સિધ્યા કાંકરે કાંકરે, મુનિ અનંત મુનિનાથ !
જેહના દર્શન ભવ હરે, તમે તે સિદ્ધગિરિના નાથ !
મુક્તિ વહેલી દેજો. આદિનાથ૦ ૫

ગૌતમ નીતિ ગુણ કહે, અનંતગુણ મુજ નાથ !
મુજ દુઃખ સવી દૂરે કરી, પ્રભુ! દેજો અક્ષયસુખ સાથ.
મુક્તિ વહેલી દેજો. આદિનાથ૦ ૬

## ૨ શાંતિજિન સ્તવન

(રાગ : વાસુપૂજ્ય વિલાસી ચંપાના વાસી)

શ્રી શાંતિ સુખાસી, દઈ મોહ ફાંસી, ટાળો સેવક ભવવાસ;
હું મુક્તિનો પ્યાસી, જ્ઞાન પ્રકાશી, આપો સેવક શિવવાસ.
આ જગ ભમતાં દેવ જે દીઠા, તેહમાં ન તુમ સમ એક;
વિષયી દેવોમાં રાચતા કેઈ, તે જન કૂપના ભેક રે.
શ્રી શાંતિ૦ ૧

તુમ ગુણ-અમૃત-કુંડમાં હું, સ્નાન ચાહું નિત્યમેવ;
અન્ય દેવ ગુણભાસ કુજલને, નહિ ચાહું દેજો સેવ રે.
શ્રી શાંતિ૦ ૨

કોણ ચાહે કલ્પવૃક્ષને પામી, બબ્બુલવૃક્ષને નાથ !
રત્નચિંતામણિ પામીને નહિ, નાખું કાચમાં હાથ રે.
શ્રી શાંતિ૦ ૩

પ્રાત ચાહે જેમ મેઘને તેમ, ચાહું છું હું તમને દેવ !;

જ્યાં લગી જન્મ-મરણ છે મારા, ત્યાં લગી દેજો સેવ રે.
શ્રી શાંતિ૦ ૪

ભવ ભવ શરણુ તમારૂં હોજો, પૂરજો સેવક આશ;
ગૌતમ નીતિ શિષ્ય કહે ગુણુ, મુજ દુઃખનો કરો નાશ રે.
શ્રી શાંતિ૦ ૫

## ૩ શ્રી નેમિજિન સ્તવન

( રાગઃ ગિરનારી નેમ, સંજમ લીધું છે બાળવેશમાં )

નેમિ જિનેશ્વર પ્રાર્થના,
પુણ્યપ્રભાવક પાપપ્રણાશક દેવ રે તારોને દાસ. નેમિ૦ ૧
સૂક્ષ્મ બાદર નિગોદમાં,
દુઃખથી કાઢ્યો કાળ અનંતો દેવ રે! તારો ને દાસ. નેમિ૦ ૨
ક્ષમા વારિ વણુ તેઉ વાઉમાં,
કાલ અસંખ્યો કષ્ટે ગુમાવ્યો દેવ રે! નેમિ૦ ૩
બિ તિ ચઉરિન્દ્રિય અસંજ્ઞીમાં,
રઝળ્યો સાધનહીન ન દેખ્યા દેવ રે! નેમિ૦ ૪
સંજ્ઞી તિર્યંચમાં પરવશે,
બંધવધાદિ દુઃખ સહ્યાં બહુ દેવ રે! નેમિ૦ ૫
વાર અનેક નારક થઇ,
જે પીડાયો તે કહેતાં ન ખૂટે દેવ રે! નેમિ૦ ૬
દેવપણે ઈર્ષ્યાદિથી;
દુઃખી રહ્યા સુખ ક્ષણુવિનાશી દેવ રે! નેમિ૦ ૭
આર્યદેશાદિ અભાવથી,
દુર્લભ બહુ નરદેહ ગુમાવ્યા દેવ રે! નેમિ૦ ૮

મહાપુણ્યથી થઈ માનવી,
આપ શરણુને પાર્યો ન મુકું દેવ રે! નેમિ૦ ૯
આપ વિના ભવનાશકા,
દેવ બીજા નહિ આ જગ દીઠા દેવ રે! નેમિ૦ ૧૦
દઈ આત્મલક્ષ્મી ભવ વારજો,
ગૌતમ નીતિ બાળ કહે ગુણુ દેવ રે! નેમિ૦ ૧૧

## ૪ શ્રી પાર્શ્વજિન સ્તવન.

(રાગ: રાખના રમકડા મારા રામે)

પાસના દર્શનથી મારાં પાપો, મારાં પાપો સહ દુઃખ ભાગ્યા રે;
સ્વભાવપ્રાપક સુખકર પ્રભુજી!, ભેટ્યા પુણ્યો જાગ્યા રે.
પાસના૦ ૧

સુવર્ણ ગૃહ ભૂષણુ ચિત્રાદિ, ધારી ધારી નિરખું;
ભાન ભૂલી નિજ સ્વરૂપ વિસારી, એ વસ્તુ જોઈ હરખું રે.
પાસના૦ ૨

આત્મભાવમાં રમવા માટે, જે સાધન જિન ભાખ્યા;
તે સાધન પણુ પરભાવોને, મેળવવા મેં રાખ્યા રે.
પાસના૦ ૩

સાધનને પણુ શસ્ત્ર બનાવે, અસદશા પ્રભુ! મારી;
બુધજનહાસ્યકરી મુજ ટાળો, મૂરખતા દુઃખકારી રે.
પાસના૦ ૪

પરભાવે રમતાં હું પાચો, દુઃખપરંપરા ભારે;
બહુ દુઃખપ્રદ પરભાવ પ્રેમ તોય, નહિ છૂટે પ્રભુ મારે રે.
પાસના૦ ૫

દયા લાવી પ્રભુ ! આ સેવકને, આત્મભાવમાં સ્થાપો;
ગૌતમ નીતિ ગુણ કહે પરનો, પ્રેમ કાપી શિવ આપો રે.
પાસના૦ ૬

## ૫ શ્રી વીરજિન સ્તવન

( રાગ–ઘર આયા મેરા પરદેશી )

વીર પ્રભુ ! તુમ દર્શનથી, પાપ ગયા મુજ આતમથી;
પુણ્ય પરિણતિ જો જાગી, જગપતિ ! જિન ! તુમ લય લાગી,
દૂર ન કર પ્રભુ ! તન મનથી. વીર પ્રભુ૦ ૧

ગુણસમૂહથી તું ભરિયો, હું છું અવગુણનો દરિયો;
દોષ ટાળ મુજ આતમથી. વીર પ્રભુ૦ ૨

તું પ્રભુ ! જગનો તારક છે, આ જન તારો બાળક છે;
સેવકને જો કરૂણાથી. વીર પ્રભુ૦ ૩

તું શું મુજને નહીં તારે ? હું છું શું ? તુજને ભારે;
જશ લેને શિવ દઈ જગથી. વીર પ્રભુ૦ ૪

ગૌતમ નીતિ ગુણ બોલે, દાની નહીં કોઈ તુજ તોલે;
કર પ્રસન્ન દઈ શિવ વરથી. વીર પ્રભુ૦ ૫

—×—

## ૬ અરિહંતપદ સ્તવન

( રાગ : જાવો જાવો અય મેરે સાધુ )

અરિહંતપદના સેવ્યાથી ભવિજન, અરિહંતરૂપે થાય,
વીસસ્થાનક તપ ત્રીજે ભવ; કરી જે જિન નામ કમાય;
ઈન્દ્ર–ચક્રિ–નૃપ–પૂજિત–ચરણા, પ્રણમું શ્રી જિનરાય. અ૦ ૧

અરિહંત-કલ્યાણક દિવસોમાં, પ્રકાશ નરકે થાય;
અતીવ પુણ્યપ્રભાવે જિનના, જગમાં સાતા થાય. અ૦ ૨
ત્રણ જ્ઞાન યુત જન્મે જ્યારે, ભોગ કર્મ ક્ષીણ થાય;
દાન સંવત્સર દઇ દીક્ષા લઇ શમદમ લીન જ થાય. અ૦ ૩
ઘાતિકર્મ હણી વીતરાગો, કેવલજ્ઞાની થાય;
કરામલકવત્ જગતને જોતા, જિનથી તીર્થ સ્થપાય. અ૦ ૪
ચોત્રીશ અતિશયી તીર્થપતિના, સુરનર સેવે પાય;
પાંત્રીશગુણયુત વાણી સુણતાં, હૈડે હરખ ન માય. અ૦ ૫
વર્તમાન ભૂત ભાવી જીવના, ભાખે શ્રી જિનરાય;
કર્મવિપાક સ્વરૂપ જણાતાં, બહુ ભવિ પ્રતિબોધાય. અ૦ ૬
જગમાં બહુ ઉપકાર કરીને જિનપતિ મોક્ષે જાય;
ગૌતમ નીતિ ગુણ કહે સવી સુખ, જિન સેવ્યાથી થાય. અ૦ ૭

*

## ૭ બાર ભાવના ગર્ભિત નમિજિન સ્તવન

(રાગ: આવો આવો દેવ પ્યારા)

સેવું ધ્યાવું દેવ પ્યારા, નમિ જિનેશ્વર રાય,
પ્યારા પાપ હરનારા.

આવો દુઃખહર દેવ વ્હાલા, મારા અંતરમાંય. પ્યારા૦
યૌવન ધન દેહાદિ વસ્તુ, ક્ષણમાં ચાલી જાય;
અનિત્યતા દુઃખપ્રદતા એની, મોહે ન જાણી રાય. પ્યા૦ ૧
માતપિતા નૃપ રાજ્ય સમૃદ્ધિ, અશરણ ને અસહાય;
અરિહંત સિદ્ધ મુનિ જિનધર્મ એ, શરણાં આપો રાય. પ્યા૦ ૨

જનકાદિ સુતતાદિ પામે, જન્મ વિચિત્ર અસાર;
આ સંસારે નહિ સુખબિંદુ, દુઃખ દે ઉપર માર. ધ્યા૦ ૩
આવે એકજ જાવે એકજ, અન્ય વસ્તુ પરિવાર;
દેહ અશુચિ દુર્ગંધ ભરિયો, જાણે ન જીવ ગમાર. ધ્યા૦ ૪
આશ્રવ સંવર ભાવ નિર્જરા, ધર્મસૂક્તતા સાર;
લોકપદ્ધતિ દુર્લભબોધિ, ભાવના દુઃખ હરનાર. ધ્યા૦ ૩
બાર ભાવના ચિત્ત ન આણી, તેથી દુઃખ અપાર;
ગૌતમ નીતિ ગુણને આપો બાર ભાવના સાર. ધ્યા૦ ૬

## ૮ શ્રી સીમંધર જિન સ્તવન (ભાવ વંદના ગર્ભિત)

(રાગ : પારેવડા જાજે વીરાના દેશમાં)

હે ચંદ્રમા! કરજે કરોડ મારી વંદના;
સીમંધરને સકંદના હે ચંદ્રમા૦
મહાવિદેહને પાવન કરતા, વિચરે કર્મનિકંદના. હે ચં૦ ૧
વીતરાગ સર્વજ્ઞ તારક એ, ચાહું ચરણ જિનચંદ્રના. હે ચં૦ ૨
પાપોદયે દૂર ભરતે રહ્યો હું, પામ્યો ન પાદ જિણંદના. હે ચં૦ ૩
સર્વજ્ઞવિરહી ક્ષેત્રે ભટકતો, દુઃખે કરૂં આક્રંદના. હે ચં૦ ૪
મિથ્યામતી અજ્ઞાનીના સંગે, નાશે નહિં ભવફંદના. હે ચં૦ ૫
કલ્પિત પક્ષે બદ્ધાગ્રહો અહિં, નાખે ભવોભવ મંડના હે ચં૦ ૬
ચંદ્ર સીમંધર સ્વામીને કહેજે, તેડી કરે ભવખંડના. હે ચં૦ ૭
સર્વ મુનિ જિન સર્વજ્ઞ સિદ્ધ સહ,
સર્વચૈત્યોને નિતવંદના. હે ચં૦ ૮
ગૌતમનીતિ ગુણ કહે દુઃખહર, દેવ સીમંધરાદિ વંદના. હે ચં૦ ૯

## પ્રકીર્ણ સ્તવનો

### ૯ સીમંધર જિન સ્તવન

ધન ધન ક્ષેત્ર મહાવિદેહજી, ધન્ય પુંડરીગિણી ગામ,
ધન્ય તિહાંના માનવીજી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ,
સીમંધર સ્વામી! કહીયેં રે હું મહાવિદેહ આવીશ;
જયવંતા જિનવર! કહીયેં રે હું તમને વાંદીશ.
ચાંદલીયા સંદેશડોજી, કહેજો સીમંધર સ્વામ,
ભરતક્ષેત્રના માનવીજી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ. સીમં૦ ૧

સમવસરણ દેવે રચ્યું તિહાં, ચોસઠ ઇન્દ્ર નરેશ;
સોનાતણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ. સીમં૦ ૨

ઇન્દ્રાણી કાઢે ગહુંલીજી, મોતિના ચોક પુરેશ;
લળીલળી લીયે લુંછણાજી, જિનવર દીએ ઉપદેશ સીમં૦ ૩

એહવે સમે મેં સાંભળ્યુંજી, હવે કરવા પચ્ચક્ખાણ;
બારે પરખદા સાંભળેજી, અમૃતવાણી વખાણ. સીમં૦ ૪

રાયને વ્હાલા ઘોડલાજી, વેપારીને વ્હાલા છે દામ;
અમને વ્હાલા સીમંધરસ્વામી,જેમ સીતાને શ્રીરામ. સીમં૦ ૫

નહિ માંગુ પ્રભુ! રાજરુદ્ધિજી,નહિ માગું ગરથ ભંડાર;
હું માગું પ્રભુ! એટલુંજી, તુમ પાસે અવતાર. સીમં૦ ૬

દેવે ન દીધી પાંખડીજી, કેમ કરી આવું હજુર;
મુજરો મારો માનજોજી, પ્રહ ઉગમતે સૂર. સીમં૦ ૭

સમયસુંદરની વિનતીજી, માનજો વારંવાર;
બેહુ કર જોડી વિનવુંજી, વિનતી અવધાર. સીમં૦ ૮

## ૧૦ આત્મનિંદાગર્ભિત વીરજિન સ્તવન

વીર જિનેશ્વર સાહિબ મેરા, પાર ન લહું તેરા;
મહેર કરીને ટાળો મહારાજજી, જન્મ-મરણના ફેરા.
હો જિનજી ! અબ હું શરણે આયો. (એ આંચલી)
ગર્ભાવાસ તણાં દુઃખ મ્હોટા, ઉંધે મસ્તક રહીઓ;
મલમૂતરમાંહે લપટાણો, એહવો દુઃખ મેં સહીઓ.
હો જિનજી૦ ૧

નરક-નિગોદમાં ઉપનો ને ચવિઓ, સૂક્ષ્મ બાદર થઈઓ;
વેચાણો સૂઈને અગ્રભાગે, માન તિહાં કિહાં રહીઓ.
હો જિનજી૦ ૨

નરકતણી વેદના અતિઉલ્લસી, સહી તે જીવે બહુ,
પરમાધામીને વશ પંડીઓ, તે જાણો તમે સહુ.
હો જિનજી૦ ૩

તિર્યંચ તણા ભવ કીધા ઘણેરા, વિવેક નહીંય લગાર;
નિસીદિનનો વ્યવહાર ન જાણ્યો, કિમ ઉતરાએ પાર.
હો જિનજી૦ ૪

દેવતાણી ગતિ પુણ્યે હું પામ્યો, વિષયારસમાં ભીનો;
વ્રત પચ્ચક્ખાણ ઉદય નવિ આવ્યા, તાન માન માંહે લીનો.
હો જિનજી૦ ૫

મનુષ્યજન્મ ને ધર્મસામગ્રી, પામ્યો છું બહુ પુન્યે;
રાગદ્વેષમાંહે બહુ ભલીઓ, નટવી મમતા બુદ્ધિ.
હો જિનજી૦ ૬

એક કંચન ને બીજી કામિની, તેહશું મનડું બાંધ્યું;

ધર્મનો સાર છે ક્ષામણા, તિણે ખમાવું વારંવાર રે;
સર્વ જીવો મુજ ક્ષામણા, આપજો સ્વપર હિતકાર રે.
વીર૦ ॥ ૧૩ ॥

હિંસા મૃષા ચોરી પરિગ્રહ અબ્રહ્મ,
ક્રોધ–માન–માયા લોભ રાગ રે;
દ્વેષ કલહ રતિ અરતિ પૈશુન,માયા-મૃષા નિંદા મિથ્યાત્વ રે.
વીર૦ ॥ ૧૪ ॥

અઢાર એ પાપસ્થાનક કહ્યા, મોક્ષ પથ વિઘ્ન કરે જેહ રે;
સેવ્યા દુર્ગતિપ્રદા દુઃખદા–નિંદું વોસિરાવું સવિ તેહ રે.
વીર૦ ॥ ૧૫ ॥

શરણ લહું શ્રી અરિહંતનું, જેહ ભવજલનિધિ નાવ રે;
અનુત્તર જગત ઉપકારકા, શરણ કરે દુઃખ અભાવ રે.
વીર૦ ॥ ૧૬ ॥

શરણ લહું સિદ્ધ ભગવંતનું, મોક્ષમાં જેનો વાસ રે;
અનંતજ્ઞાનાદિ ચઉ લીન જે, પૂર્ણ જસ આત્મવિકાસ રે.
વીર૦ ॥ ૧૭ ॥

શરણ લહું સાધુ ભગવંતનું, સાધતા જેહ શિવરાજ રે;
રક્ષા ઉદ્ધાર કરે સર્વનું, રહે પરમ સંયમ જહાજ રે.
વીર૦ ॥ ૧૮ ॥

શરણ લહું શ્રી જિનધર્મનું, જે સકલ દુઃખ હરનાર રે;
સર્વ સુખ સંપત્તિ મૂળ જે, શરણાગત મોક્ષ દેનાર રે.
વીર૦ ॥ ૧૯ ॥

સંપત્તિ–કુટુંબ દુઃખદાયકા, કોઇ નહીં શરણદાતાર રે;

અરિહંતાદિ શરણ ચાર છે, સર્વ દુઃખ મુક્તિ કરનાર રે.
વીર૦ ॥ ૨૦ ॥

દેવ ગુરુ-ધર્મ આશાતના, કરી ઉત્સૂત્ર કહ્યા જેહ રે;
સ્થાપ્યા ઉન્માર્ગ ગુણી ઘાતીયા, નિંદું પાપો મુજ તેહ રે.
વીર૦ ॥ ૨૧ ॥

પાપ કરતા અધિકરણ બહુ, ભવોભવ મેલીયા જેહ રે;
તિમ કુટુંબ પરિગ્રહ પાપકર નિંદું વોસિરાવું સવિ તેહ રે.
વીર૦ ॥ ૨૨ ॥

અરિહંત સિદ્ધ આચાર્ય તિમ, ઉવજ્ઝાય સાધુ અનંત રે;
જગત ઉપકાર ગુણ અનંત જસ,
પ્રણમી અનુમોદું બહુ ખંતરે. વીર૦ ॥ ૨૩ ॥

અન્ય જીવોમાં પણ સદ્‌ગુણો હોયજિન માન્ય સવિ જેહ રે;
વિવેકબુદ્ધિ ધરી આત્મમાં, અનુમોદું ચિત્તથી તેહરે.
વીર૦ ॥ ૨૪ ॥

પંચ પરમેષ્ઠિ આરાધીયા, સંઘ તીરથની કરી સેવ રે;
જિન ધરમ અનેકવિધ આચર્યો,
અનુમોદું એ શુભ કરણી દેવ રે. વીર૦ ॥ ૨૫ ॥

ભાવના બાર અનિત્યાદિ તિમ, મૈત્રી પ્રમોદ કરુણાદિ રે;
મુજ મન રટણ રહો એહનું, કાપે સંસાર અનાદિ રે.
વીર૦ ॥ ૨૬ ॥

અવસર જાણી અણસણ લઉં, ત્યાગી સવિ આધિ ઉપાધિ રે;
આહાર ચઉ ત્યાગી ચઉ શરણ લઉં,
ચિત્ત ધરી સમતા સમાધિ રે. વીર૦ ॥ ૨૭ ॥

સર્વ સુખપ્રદ સકલ દુઃખહર, મંત્રપતિ શાસ્ત્ર સવિ સાર રે;
જિનેશપદ દાતા નવકાર મુજ, સ્મરણે રહો અવિરત ધાર રે.
વીર૦ ॥ ૨૮ ॥

આરાધનાના અધિકાર દશ, રાગદ્વેષ વિષય કષાય રે;
હરજો મુજ આત્મશુદ્ધિ થશે, જેહથી શિવસુખ થાય રે.
વીર૦ ॥ ૨૯ ॥

સાલ વીર મોક્ષ પચીશસો, શ્રાવણપૂર્ણિમા દિન રે;
કચ્છ-બિદડામાં ચોમાસું રહી, આરાધના કીધી અદીન રે.
વીર૦ ॥ ૩૦ ॥

દશ અધિકારે આરાધના, ઇમ સુજ સાંભળી દેવ રે;
**"ગૌતમનીતિગુણસૂરિ"** કહે, દેજો મુજ ભવોભવ સેવ રે.
વીર૦ ॥ ૩૧ ॥

## ચાર શરણાં

મુજને ચાર શરણા હોજો, અરિહંત સિદ્ધ સુસાધુજી;
કેવલી-ધર્મ પ્રકાશીઓ, રત્ન અમૂલક લાધુંજી. મુજને૦ ૧

ચિહુંગતિ તણાં દુઃખ છેદવા, સમરથ શરણાં એહોજી;
પૂર્વે મુનિરાજ જે હુઆ, તેણે કીધાં શરણાં એહોજી. મુજને૦ ૨

સંસારમાંહી જીવને, સમરથ શરણાં ચારોજી;
ગણિ સમયસુંદર ઇમ કહે, કલ્યાણ મંગલ કારોજી. મુજને૦ ૩

## ક્ષમાપના.

લાખ ચોરાશી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેકોજી;
મિચ્છામિ દુક્કડં દીજીએ, જિનવચને લહીએ ટેકોજી.
લાખ૦ ૧

સાત લાખ ભૂદગ તેઉ વાઉના, દશ ચૌદે વનના ભેદોજી;
ષટ્ વિગલ સુર તિરિ નારકી, ચાર ચાર ચૌદે નરના ભેદોજી.
લાખ० ૨

મુજ વૈર નહિ કેહશું, સહુશું મૈત્રીભાવોજી;
ગણિ સમયસુંદર એમ કહે, પામીએ પુન્ય પ્રભાવોજી.
લાખ० ૩

## દુષ્કૃત-પાપ નિંદા

પાપ અઢારે જીવ પરિહરો, અરિહંત સિદ્ધની સાખેજી;
આલોયાં પાપ છુટીએ, ભગવંત ઈણીપરે ભાખેજી. પાપ० ૧
આશ્રવ કષાય દોય બંધના, વળી કલહ અભ્યાખ્યાનોજી;
રતિ અરતિ પૈશુન નિંદના, માયામોસ મિથ્યાત્વજી. પાપ० ૨
મન-વચન-કાયાએ જે કીધાં, મિચ્છામિ દુક્કડં તેહોજી;
ગણિ સમયસુંદર ઇમ કહે, જૈનધર્મનો મર્મ એહોજી. પાપ० ૩

## સુકૃત (ધર્મ) અનુમોદના.

ધન ધન તે દિન મુજ કદી હોશે, હું પામીશ સંયમ સુધોજી;
પૂર્વઋષિપંથે ચાલશું, ગુરુવચને પ્રતિબુદ્ધોજી. ધન० ૧
અંત પ્રાંત ભિક્ષા ગોચરી, રણવને કાઉસ્સગ્ગ લેશુંજી;
સમતા શત્રુ મિત્ર ભાવશું, સંવેગ સુધો ધરશુંજી. ધન० ૨
સંસારનાં સંકટથકી, છુટીશ જિનવચને અવધારોજી;
ધન્ય સમયસુંદર તે ઘડી, હું પામીશ ભવનો પારોજી. ધન० ૩

## શ્રી સિદ્ધ ભગવંતોના સુખની સજ્ઝાય.

શ્રી ગૌતમસ્વામી પૂછા કરે,
વિનય કરી શિશ નમાય હો પ્રભુજી!

અવિચળ સ્થાનક મેં સુણ્યો, કૃપા કરી મોય બતાય હો.
પ્રભુજી ! શિવપુર નગર સોહામણો. ૧

આઠ કરમ અલગા કરી, સાર્યાં આતમ કામ હો પ્રભુજી;
છુટ્યા સંસારના દુઃખ થકી, તેહને રહેવાનો કુણ ઠામ ?
હો પ્રભુજી ! શિવપુર૦ ૨

વીર કહે ઉર્ધ્વલોકમાં, મુક્તિશિલા તસ ઠામ હો ગૌતમ !
સરગ છવ્વીસ ઉપરે, તેહના બાર જ નામ હો ગૌતમ !
શિવપુર૦ ૩

લાખ પિસ્તાલીશ જોજના, લાંબી પહોળી જાણ હો ગૌતમ !
આઠ જોજન જાડી તે વિચે, છેડે માંખી પાંખ જ્યું જાણ
હો ગૌતમ ! શિવપુર૦ ૪

ઉજ્જવલ હાર મોતી તણો, ગાય દૂધ શંખ વખાણ હો ગૌતમ !
તેનાથી ઉજળી અતિ ઘણી, ઉલટ છત્ર સંસ્થાન હો ગૌતમ !
શિવપુર૦ ૫

અર્જુન સોનામય દીપતી, ઘઠારી મઠારી જાણ હો ગૌતમ !
સ્ફટિકરત્નથી નિર્મલી, સુંવાળી અત્યંત વખાણ હો ગૌતમ !
શિવપુર૦ ૬

સિદ્ધશિલા ઓળંગી આગે ગયા, અધર રહ્યા વિરાજ હો ગૌતમ !
અલોકે શું જઈ અડયા, સાર્યાં આતમકાજ હો ગૌતમ !
શિવપુર૦ ૭

જીહાં જન્મ નહિં મરણ નહિં, નહિં જરા નહિ રોગ હો ગૌતમ !
શત્રુ નહિં મિત્ર નહિં, નહિં સંજોગ વિજોગ હો ગૌતમ !
શિવપુર૦ ૮

ભૂખ નહિ તૃષા નહિ, નહિ હરખ નહિ શોક હો ગૌતમ!
કરમ નહિ કાયા નહિ, નહિ વિષયારસ ભોગ હો ગૌતમ!
શિવપુર૦ ૯

શબ્દ રૂપ રસ ગંધ નહિ, નહિ ફરસ નહિ વેદ હો ગૌતમ!
બોલે નહિ ચાલે નહિ, મૌન જ્યાં નહિ ખેદ હો ગૌતમ!
શિવપુર૦ ૧૦

ગામ નગર એકે નહિ, નહિ વસ્તી નહિ ઉજ્જડ હો ગૌતમ!
કાલ સુકાલ વરતે નહિ, નહિ રાત દિવસ તિથિવાર હો ગૌતમ!
શિવપુર૦ ૧૧

રાજા નહિ પ્રજા નહિ, નહિ ઠાકોર નહિ દાસ હો ગૌતમ!
મુક્તિમેં ગુરુ ચેલા નહિ, નહિ લઘુ વડાઈ તાસ હો ગૌતમ!
શિવપુર૦ ૧૨

અનુપમ સુખમેં ઝીલી રહ્યા, અરૂપી જ્યોતિ પ્રકાશ હો ગૌતમ!
સઘળાને સુખ સારીખો, સહુને અવિચળ વાસ હો ગૌતમ!
શિવપુર૦ ૧૩

અનંતા સિદ્ધ મુક્તે ગયા, ફેર અનંતા જાય હો ગૌતમ!
ઓર જગા રુંધે નહિ, જ્યોતમેં જ્યોત સમાય હો ગૌતમ!
શિવપુર૦ ૧૪

કેવળજ્ઞાન સહિત છે, કેવળદરિશન પાસ હો ગૌતમ!
ક્ષાયિક સમકિત દીપતા, કદીય ન હોવે ઉદાસ હો ગૌતમ!
શિવપુર૦ ૧૫

સિદ્ધસ્વરૂપ જે કોઈ ઓળખે, આણી મન વૈરાગ્ય હો આતમ!

શિવરમણી વેગે વરે, નય કહે સુખ અથાગ હો ગૌતમ !
શિવપુર૦ ૧૬

## મનનીય કર્મની સજ્ઝાય

કરમ તારી ગતિ ન્યારી, બધાને તું નચાવે છે;
ઘડીમાં તું હસાવે છે, ઘડીમાં તું રડાવે છે. કરમ૦ ૧
ન છૂટ્યા કર્મપંજાથી, ભલા રાજા મહારાજા;
મળ્યા માટી વિષે જગમાં, કઇ સાજા અને તાજા. કરમ૦ ૨
નચાવે નાચ દુનિયાના, ચોરાસી લાખના ચૌટે;
નરક-નિગોદનાં દુઃખો, પલકમાં તે અપાવે છે. કરમ૦ ૩
કરમની જે અજબ લીલા, બધાએ જ્યાં બન્યા ઢીલા;
ખરેખરો હીંચકો એ છે, નીચે ઉંચે ચઢાવે છે. કરમ૦ ૪
બનાવે સ્ત્રી કદી પુરૂષ, કદી નાનો કદી મોટો;
બહુરૂપી સ્વરૂપી એ, ગરવ સૌના ગળાવે છે. કરમ૦ ૫
આશાનાં વાદળાં ઘેરે, નિરાશાએ ઘડી ફેરે;
ક્રીડા આનંદ કરતાં ને, ઘડીમાં આંસુડા સારે. કરમ૦ ૬
શ્રીમંતો ને શ્રીમાનોના, મૂકાવે ખાન ને પાન;
ભૂલાવી શાન ને ભાન, બનાવે મૂઢ ને અજ્ઞાન. કરમ૦ ૭
કર્યા કેઇ રાય ને રંકો, બજાવી કર્મનો ડંકો;
કરી ખેદાન ને મેદાન, ખરે સૌને મુંજાવે છે. કરમ૦ ૮
કરમનો રંગ અલબેલો, પળેપળના જુદા ખેલો;
સ્વજન પંખીતણો મેળો, બને શાને મુરખ ઘેલો ! કરમ૦ ૯
ઘડી ગજપર ચઢાવે છે, ઘડી ચામર વિંજાવે છે;
કરી બેહાલ ને કંગાલ, ઘડી ઈજ્જત લુંટાવે છે. કરમ૦ ૧૦

કરમ મોજા ફૂરી વગતા, બધું એ માટીમાં મળશે;
સ્વજન સ્નેહી અને પ્રિયતમ,બધાએ અગ્નિમાં બળશે. કરમ૦ ૧૧

ધરમની જ્યોત જ્યાં લાગે,કરમ અંધેર ત્યાં ભાગે;
કરમની સત્તા બેઠીને, ધરમ સત્તા હટાવે છે. કરમ૦ ૧૨

કરમની જડને કાપીને, આત્મ લબ્ધિ પ્રગટાવો;
કહે લક્ષ્મણ શિશુ કીર્તિ, અનંતા સુખને પાવો કરમ૦ ૧૩

## આત્મસ્વભાવની સજ્ઝાય

આપ સ્વભાવમાં રે અવધુ ! સદા મગનમેં રહેના;
જગત જીવ હૈ કરમાધીના, અચરજ કછુઅ ન લીના. આ૦ ૧

તુમ નહિ કેરા કોઇ નહિ તેરા, ક્યા કરે મેરા મેરા;
તેરા હૈ સો તેરી પાસે, અવર સબ અનેરા આ૦ ૨

વપુ વિનાશી તું અવિનાશી, અબ હૈ ઇનકુ વિલાસી;
વપુ સંગ જબ દૂર નીકાશી, તબ તુમ શિવકા વાસી. આ૦ ૩

રાગ ને રિસા દોય ખવીસા, એ તુમ દુઃખ કા દીસા;
જબ તુમ ઉનકું દૂર કરીસા, તબ તુમ જગકા ઇશા. આ૦ ૪

પરકી આશા સદા નિરાશા, એ હૈ જગજન પાસા;
તે.કાટનકુ કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. આ૦ ૫

કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઆ અપભ્રાજી;
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્ગલકી બાજી. આ૦ ૬

શુદ્ધ ઉપયોગ ને સમતાધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મકલંકકુ દૂર નિવારી, જીવ વરે શિવનારી. આ૦ ૭

## હિતોપદેશની સજઝાય

[ રાગ :– સિદ્ધાચલના વાસી જિનને ]

દો દીનકા મહેમાન મુસાફીર ભાથું બાંધી લે.
મુસાફીર ભાથું બાંધી લે.

મોહમાયામાં મસ્ત બનીને, પાયા વિનાના ઘરો ચણીને;
પાવે દુઃખ અપાર....મુસાફીર૦ ૧

ગર્ભોમાં તું ઉંધો લટકે, એ દુઃખ તુજને કેમ ન ખટકે;
કરને કાંઈ વિચાર....મુસાફીર૦ ૨

તું માને છે મારૂં મારૂં, જ્ઞાની કહે છે કોઇ નહિં તારૂં;
વીરવચન નિરધાર....મુસાફીર૦ ૩

દેવ–ગુરુ ને ધર્મ છે તારા, સ્નેહી સંબંધી સૌ છે ન્યારા;
સ્વાર્થીઓ સંસાર....મુસાફીર૦ ૩

પુન્ય–પાપને નહિં પીછાણે, મારૂં તું એ સાચું માને;
સાચું ધર્મ જાણ....મુસાફીર૦ ૫

આ પરાયો આ છે મારો, તુચ્છ ભાવના દીલથી વારો;
સૌને અપના માન....મુસાફીર૦ ૬

ધર્મક્રિયા કાલે કરશું, નહિં જાણે પણ ક્યારે મરશું;
ક્ષણનો નહિં વિશ્વાસ....મુસાફીર૦ ૮

અભિમાનમાં અક્કડ ફરતો, ગુણીજન દેખી તું નહિં નમતો;
રાવણ હાલ નિહાલ...મુસાફીર૦ ૮

એક દિન દુનિયા છોડી જાવું, ધર્મભાથા વિણ ત્યાં શું ખાવું;
કર લે ધર્મધ્યાન....મુસાફીર૦ ૯

માનવભવ અતિ દુર્લભ જાણો, શાસ્ત્રવચન એ મત્ય પ્રમાણો;
મળે ન વારંવાર....મુસાફીર૦ ૧૦
હિંસા આદિ પાપો છોડી, જન્મમરણની બેડી તોડી;
સ્વરાજ્ય કરલે હાથ ... મુસાફીર૦ ૧૧
પરનારીને માતા માને, બ્રહ્મચર્યની કિંમત જાણે;
એટીજ જ ચતુર સુજાણ—મુસાફીર૦ ૧૨
વૈદ્યની આજ્ઞા શિરે ચડાવે, વીરઆજ્ઞામાં યુક્તિ લડાવે;
નહિ ધર્મનો પ્રેમ....મુસાફીર૦ ૧૩
તપ-જપ કરવા આકરા લાગે, માંદો પડતાં સઘળું ત્યાગે,
ડહાપણ નહિ કહેવાય....મુસાફીર૦ ૧૪
એકલો આવ્યો એકલો જાશે, વૈભવ સઘળો અહીં રહી જાશે;
ભજલે વીર ભગવાન....મુસાફીર૦ ૧૫
જીવનમાં સુશીલતા લાવો, સદ્‌ગતિ કેરા સુખડા પાવો;
સુંદર એ સંદેશ....મુસાફીર૦ ૧૬
વિષ થકી છે વિષયો ભૂંડા, તુજને તે કેમ લાગે રૂડા;
દુર્ગતિના દેનાર....મુસાફીર૦ ૧૭
આત્મકમલને જલ્દ વિકસાવો, લબ્ધિનો ભંડાર વસાવો;
તર જાઓ સંસાર....મુસાફીર૦ ૧૮

### શિયળની સજ્ઝાય

શિયળ સમું વ્રત કો નહિ, શ્રી જિનવર ભાખે રે;
સુખ આપે જે શાશ્વતાં, દુર્ગતિ પડતાં રાખે રે. ૧
વ્રત પચ્ચક્‌ખાણ વિના જુઓ, નવ નારદ જેહ રે;